# પ્રસ્તાવના.



ઘણા વર્ષની અને અપૂર્વ મહેનતને પરિણામે બાબુ
ેન્દ્રનાથ મુખોપાધ્યાય સ્વામી દયાનન્દ સરસ્વતીનું
ક મ્હોટું ચરિત્ર લખવામાં રોકાયલા છે. તે પુસ્તકના એક
ંશ તરીકે બંગાળીમાં પોતે એક ન્હાનું પુસ્તક રચેલું, તેનું
ાષાંતર કરવા માટે પોતે મને કહેલું, અને તેથી આ ગ્રંથનું
જરાતી ભાષાંતર મેં કરી આપેલું છે.

બઈ તારીખ ૭ મી
ઑગસ્ટ સને ૧૯૧૦.

ચુંણલાલ મોહનલાલ ઝવેરી

## પ્રકાશકનું નિવેદન.



આ પુસ્તકને શુદ્ધ છપાઇ તેમજ ઉત્તમ કાગળ આદિથી સર્વાંગ સુંદર બનાવી પ્રકાશિત કરવાની મારી અભિલાષા હતી, અને તેને માટે બનતો પ્રયત્ન કર્યો. પરંતુ પુસ્તક તૈયાર થવાની વચમાંજ મારૂં શરીર અસ્વસ્થ થવાથી પ્રુફ સંશોધનનું કાર્ય મારાથી પુર્ણ સંતોષકારક રીતે થઇ શક્યું નહોય એમ સંભવ છે, અને તેથી કોઈ કોઈ સ્થળે વર્ણાશુદ્ધિ રહી ગઈ હશે તેને હું આવતી આવૃત્તિમાં નિર્દોષ બનાવવા પ્રયત્ન કરીશ.

વડગાદી મુંબઈ.<br>તા. ૧૮-૧૦-૧૦

પ્રકાશક.<br>ગરજી વલ્લભદાસ.

## સૂચી પત્ર.

| વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|

# આદર્શ સુધારક દયાનંદ




## સૂચના.

જે રોગી હોય, ત્હેને વૈદ્યની જરૂર પડે છે જે બગડેલુ હોય, ત્હેને સુધારનારની જરૂર પડે છે જે રસ્તો ભૂલ્યુ હોય, ત્હેને રસ્તો દેખાડનારની જરૂર પડે છે

જેમ માણસ તેમ માણસોનો સમૂહ એટલે સમાજ પણ રોગી હોય છે, બગડેલ હોય છે, કારણ મનુષ્ય અને મનુષ્યના સમૂહને પરસ્પર સબધ છે

કેટલાક કારણોને લીધે હિદુ જાતીમા હમણા રોગે પગ પેસારો કર્યો છે, ઘણા વરસોના બધનને લીધે હિદુઓના સતાન બગડેલા છે, અને તેથી હિદુઓને સુધારકની જરૂર છે અને તે ઉપરથી પ્રશ્ન ઉઠે છે કે હિદુઓને દોરનાર કોણ નીકળશે ? હિદુ સસાર સુધારાનો ભાર કોણ વહેશે ? ત્હેના ઉત્તરમા હુ એમ કહુ છુ કે, સ્વામી દયાનદ સરસ્વતી

( ૨ )

## દયાનંદ તે કોણ?

હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાપર કાઠીઆવાડનો પ્રદેશ આવેલો છે, તેમાં નાના મ્હોટા ઘણા રજવાડા છે, ત્હેમાનાં એકનું નામ મોરવી છે. દયાનંદે પોતેજ કહ્યું છે કે "મોરવીના રાજાને તાબે એવા એક ગામમાં મ્હારો જન્મ થએલો". પોતે સન્યાસી હોવાથી પોતાનું જન્મસ્થાન યા કે માતા પિતાનું નામ તેઓ બતાવતા નહીં. એમનો જન્મ સંવત ૧૮૮૧ એટલે ઈ. સ. ૧૮૨૪ માં થએલો. એમના પિતા ઔદિચ બ્રાહ્મણ હતા તેમજ પૈસાદાર અને આબરૂદાર હતા, તેમજ ખરેખરા ચુસ્ત શિવભક્ત હતા.

ન્હાનપણથીજ દયાનંદની બુદ્ધિ તીક્ષ્ણ હતી, અને તેથી ચૌદ વરસની ઉમરમાં તો આખો યજૂર્વેદ ત્હેમણે મ્હોડે કરી નાંખ્યો હતો. પરંતુ જેવી બુદ્ધિ તીક્ષ્ણ હતી, તેવોજ ન્હાનપણથી ત્હેમને સંસારપર કંટાળો હતો. જો ચ્હાત તો સંસારમાં રહી પોતે દરેક પ્રકારનું સુખ ભોગવી શકત. જે હેતુ, જે વૈરાગ્યનો અગ્નિ ત્હેમના અંતરમાં થોડો થોડો બળવો શરૂ થયો હતો ત્હેણે ધીમે ધીમે વધારે જોર પકડી, દુનીયાદારીની હદમાંથી ત્હેમને વધારે ને વધારે દૂર કરવા માંડયા. પોતાની એક બ્હેનનું મૃત્યુ, અને મૃત્યુ વખતે

તેને થતી અસહ્ય પીડા, એજ દયાનંદને સંસાર છોડાવનારૂં કારણ· એ સબધે પોતે કહ્યું છે કે, " જ્યારે મ્હારી આસપાસ મ્હારાં સઘળાં સગાંવહાલા મ્હારી બ્હેનના મૃત્યુને લીધે રૂદન કરતા હતાં, ત્યારે હું એક પથ્થરના પૂતળાની માફક હાલ્યા ચાલ્યા વગર ઉભો ઉભો વિચાર કરતો હતો કે, આ સંસારમા દરેક માણસને મોડુ વહેલુ કાળના મુખમાં જઇને પડવુ પડશે, અને તેથી એક દીવસે મારો પણ કાળ આવશે, માટે કયા જવાથી મૃત્યુની પીડામાથી છુટાય અને મુક્તિના દર્શન થાય, એ પ્રશ્ન મ્હારા મનમા ઉઠવા લાગ્યો, તેથી મ્હે ત્યા ઉભા ઉભાજ નિશ્ચય કર્યો કે, ગમે તેમ થાય તોપણ મુક્તિનો રસ્તો લઇ મૃત્યુ કલેશથી હુ મ્હારૂ પોતાનુ રક્ષણ કરીશ " આ મહાન સંકલ્પ કરી, ધીમે ધીમે તેને સુદ્દઢ બનાવી, એક દીવસે સાઝે સસારના સ્નેહનો છેવટનો ત્યાગ કરી, મુક્તિપથ શોધવાને દયાનદ પોતાના ઘરમાંથી નીકળી પડયા તે વખતે તેમની ઉમર લગભગ એકવીસ વરસની હતી

દયાનન્દે સાભળ્યુ હતુ કે માણસ યોગબળથી મુક્તિ લાભ કરી શકે છે, આ વિચારથી ઘર છોડયા પછી ત્હેમણે કોઇ યોગીની શોધ કરવા માડી જુદે જુદે ઠેકાણે જુદા જુદા યોગીઓ પાસથી યોગ વિષયનો અભ્યાસ કરી, બે વરસની આખરે નર્મદાને તીરે આવેલા ચાણોદ કરનાળીમા પોતે

વાસ કર્યો. અહિં ત્હેમણે સન્યાસ ગ્રહણ કર્યો અને દયાનંદ સરસ્વતીને નામે અહીંથીજ પ્રખ્યાતી પામ્યા. ચાણોદની પાસે વ્યાસાશ્રમ છે, ત્યાં યોગાનન્દ નામે યોગમાં કુશળ એવા યોગી રહેતા હતા. તેમની પાસે જઈ પોતે યોગાભ્યાસ કરવા માંડયો પરંતુ તેનાથી ત્હેમને સંતોષ થયો નહીં, કારણ યોગ માર્ગની સીડીના ઉંચામાં ઉચે પગથીએ તેમને ચઢવું હતુ. તેથી નર્મદાનો કિનારો છોડી હિંદુસ્તાનના બીજા ભાગમ ફરવું પોતે શરૂ કર્યું. એ પ્રમાણે ફરતાં ફરતાં ઉત્તર હિંદુસ્તાનના હિમવાળા પ્રદેશમાં પોતે આવી લાગ્યા. આ વખતે દયાનન્દના મનમાં યોગ જિજ્ઞાસા એટલી પ્રબળ રીતે પેસી ગઇ હતી કે જો કોઈ પણ જગાયે તેમને લાયક યોગી મળે તો પછી ત્યાં સો જાતના કલેશ હોય તો તે પણ વેઠી, રહેવાને પોતે તૈયાર હતા. આજ કારણથી કોઇ વખત અખિ મઠ તો કોઈ વખત જોશી મઠ, તો કોઇ વખત તુંગનાથના શિખરપર, તો કોઇ વખત હમેશ બરફથી ઢંકાયલા અલકનન્દાના તટપર જઇ, યોગ સિદ્ધ કરેલા મહાત્માઓની શોધ કરતા. આમ કરવામાં શરીરને જે અથડામણ પહોંચતી ત્હેનાથી પોતે પાછા હઠતા નહિ. આ મતલબ બર લાવવા, કઠણ રસ્તો, દુર્ભેદ્ય અરણ્ય, ન ચઢાય એવો પર્વત, બરફથી ઢંકાએલા પર્વતનાં પઢગ, કે જંગલી પશુઓથી ભરેલું જંગલ તેઓ ગણકારતા ઠરવા માંડ્યા

જ હેન પાર પાડવા દયાનન્દે એક એક કરતાં

અગીઆર વરસ કાઢી નાખ્યા, છતા મન માનતો સતોષ તેમને મળ્યો નહીં, તેથી હવે તેમણે અતૃપ્ત મને અહિતહિ ભમવા માડયુ એવામા કર્મ સજોગે મથુરામા એક મહાત્મા છે એમ ખબર પડવાથી, તરત પોતે તેણી તરફ કૂચ કરી

મથુરાના એ મહાત્માનુ નામ વિરજાનદ સ્વામી, એ સ્વામી આધળા હતા તેથી પ્રજ્ઞાચક્ષુ કહેવાતા, અને ખરેખર હતા પણ પોતે પ્રજ્ઞાચક્ષુ વિરજાનન્દનુ પાડિત્ય, એમની પ્રતિભા, એમનુ શાસ્ત્રનુ જ્ઞાન અને એમની બોલવા ચાલવાની પટુતા એ બધુ અદ્ભૂત હતુ આશરે પાચ વરસની ઉમરે તેમની બને આખ ગઇ હતી છતા શાસ્ત્રો બધા એમની નજર આગળ નાચી રહ્યા હતા એમના સબધમા એક વાત અત્રે કહેવી યોગ્ય ગણાશે એમનુ કહેવુ એવુ હતુ કે જેટલા ઋષિઓના બનાવેલા ગ્રથો છે તેટલા રહેશે અને મનુષ્યના બનાવેલા છે તેટલાનો નાશ થશે આ કારણથી વેદ વગેરે આર્ષ ગ્રથો તથા વેદોક્ત ધર્મને પોતાના હૃદયમા તેમણે ઉચામા ઉચુ સ્થાન આપ્યુ હતુ, અને વૈદિકધર્મને પાછો જાગતો કરવાનો મહાન સકલ્પ તેમના અતરમા સ્થાન કરી રહ્યા હતો પોતે ઉમરે વૃદ્ધ થવા છતા પણ વૈદિક ધર્મના વિજયનો વાવટો પોતાના ખભાપર રાખી બેઠા હતા, અને હવે તે વાવટો કોને ખભે ચઢાવવો ત્હેની શોધમા હતા, અને તે ચિતામા દીનપર દીવસ ચાલ્યા જતા હતા એ સમયે દયાનન્દે જઇ ત્હેમને દર્શન કર્યા

દયાનન્દને જ્ઞાન મેળવવુ હતુ, તેથી પોતે પોતાનો તે હેતુ વિરજાનન્દને જણાવ્યો બીજાને જે જવાબ પોતે આપતા હતા તે તેમણે એમને પણ આપ્યો, કે " તમે અત્યાર સુધી જે કાઇ ભણ્યા હો તે ભૂલી જાવ મનુષ્યપ્રણિત કોઇ ગ્રથ તમારી પાસે હોય તો તે જમનાના જળમા નાખી આવો, જેટલો વખત મનુષ્યપ્રણિત ગ્રથનુ અજવાળુ તમારા હૃદયમા પ્રકાશશે તેટલો વખત આર્ષ ગ્રથનુ અજવાળુ ત્યા કાઇ અસર કરી શકશે નહિ ' દયાનન્દે તેમ કર્યુ, અને વિરજાનન્દના શિષ્ય થઇ નવા ભાવથી અને નવી રીતે શિક્ષણ લેવાનુ આદર્યું પાણિનીના સૂત્રથી શરૂ કરી મહાભાષ્ય અને નિરૂક્ત વગેરે આર્ષ ગ્રથો એક પછી એક શિખવા માડયા આ ગ્રથોના અધ્યયનથી દયાનન્દના હૃદયપર એક નવી જાતનો પ્રકાશ પડવા માડયો, કે જે પ્રકાશ અત્યાર પહેલા આગલા બધા ગ્રથોના અભ્યાસથી પણ ત્હેમના જોવા મા આવ્યો નહતો આ પ્રકાશથી પણ ત્હેમના મનને પૂરેપૂરો સતોષ થયો નહિ, પરતુ એટલુ તો હવે ત્હેમને ચોખ્ખી રીતે જણાયુ કે એ પ્રકાશની સહાયતાથી પોતાની ધારેલી વસ્તુ મેળવી શકાશે અભ્યાસ પૂરો કરી દયાનન્દે જવાની રજા માગી, વિદાય કરતી વખતે વિરજાનન્દે પોતાના વહાલામા વહાલા શિષ્યને આશિર્વાદ દીધો અને કહ્યુ કે, " ત્હમારે મ્હને એક વચન આપવુ પડશે દયાનન્દે પૂછયુ, " કેવુ

વચન, તે સ્પષ્ટ રીતે સમજાવો". વિરજાનન્દે કહ્યું, "જેટલા દીવસ ત્હમારે આ દુનીઆમાં જીવવાનું હોય તેટલા દીવસ વૈદિક ધર્મની ફરી સ્થાપના કરવા કમર બાંધી મંડયા રહેવું." દયાનન્દે કહ્યું "તથાસ્તુ". આવી વિદાયગીરી લઇ પોતે ચાલી નીકળ્યા.

મથુરાથી આગ્રા આવી ત્યાં થોડા દહાડા વાસો કર્યો. આગ્રેથી ગ્વાલીઅર, જેપુર, અજમેર વગેરે જગાએ જઈ જુદી જુદી જાતના ધર્મો વિશે સંવાદ તથા તર્કયુદ્ધ કરવા માંડયા અને તે સઘળા આગળ વેદોક્ત ધર્મનું શ્રેષ્ટપણું મતાવવા માંડયું. છેવટ સંવત ૧૯૨૪ (ઈ. સ. ૧૮૬૭) ના કુંભમેળામાં આવી, હરદ્વારની ઉંચી ભૂમીપર ચઢી વૈદિક ધર્મના વિજયનો ડંકો વગાડવો શરૂ કર્યો. એ ડંકાનાદથી ઘણાએ ચમકી ઉઠયા; એ સાંભળી, દડી, પરમહંસ, પરિવ્રાજક વગેરે માંહો માંહે બોલવા લાગ્યા કે "આ શું? આ કોણ?" ટૂંકામાં, એજ સમયથી દયાનન્દરૂપી સૂર્ય પ્રકટ થયો એમ કહીએ તો ચાલે.

કેટલોક વખત ગયા પછી, હરદ્વારની તળેટી છોડી નીચે આવી ગંગાના પ્રવાહની જોડે જોડે વૈદિકધર્મનો પ્રસાર કરવાના ઉદ્દેશથી ગંગાની આસપાસના પ્રદેશમાં પોતે ફરવું શરૂ કર્યું. ઘડમુકતેશ્વરથી કાંપિલ, કાંપિલથી ફરૂકાબાદ, ત્યાંથી કાનપુર ને પ્રયાગ ને ત્યાંથી કાશી સુધીની મુસાફરી કરી.

કાશીમા વૈદિકધર્મનુ નિશાન ફરકાવવા માડ્યુ અને બનાર
સની ધરતીપર ઉભા રહી ઉચ્ચ નાદે બોલવા માડ્યુ કે
"શાક્ત જૈનાદિ સપ્રદાયો વેદવિરુદ્ધ છે, તિલક ત્રિપુંડ્ર
ધારણ કરવુ તે વેદથી ઉલટુ છે, અને પાષાણ વગેરેની
મૂર્તિ પૂજવી તે પણ વેદોક્ત ધર્મની વેગળુ છે. આ
અવાજ સાભળી કાશીના લોકમા મહા ઉત્પાત થઈ રહ્યા
દયાનન્દનો પરાભવ કરવાની મનસાથી એક મહાસભા
બોલાવવામા આવી એ સભામા શુ થાય છે તે જોવા આ
નન્દબાગની સામે લોકોની એક મહા મ્હોટી મેદની મળી
કાશીનિવાસી મરહૂમ ઇશ્વરીપ્રસાદ નારાયણ એ સભાના
પ્રમુખ થયા સ્વામી વિશુદ્ધાનદ, પડીત બાલશાસ્ત્રી વગેરેએ
પડીતોના પ્રતિનિધી થઈ દયાનન્દ જોડે શાસ્ત્ર સગ્રામ
આદર્યો તેમા દયાનન્દનો યશ અપરાજિત રહ્યો કાશીના
મ્હોટા મ્હોટા પડીતો પણ એવુ દેખાડી શક્યા નહિ કે
પાષાણાદિ મૂર્તિનુ પૂજન કરવાનુ વેદમા કહ્યુ છે પરતુ
માહોમાહે કોલાહલ કરી ઉઠી પડીતો બોલ્યા કે 'દયાન
ન્દનો પરાજય થયો છે' આ કોલાહલને લીધે જાણી
કાશીને માથે કલક આવ્યુ, આ શાસ્ત્રસગ્રામને લીધે આખુ
કાશી નગર ગાજી ઉઠ્યુ અને એ ખબર આખા
હિન્દુસ્તાનમા પ્રસરી ગઈ અને તેથી આખો દેશ જાગી ઉઠ્યો-
દયાનન્દનુ નામ આખા બ્રહ્મખડના મેદાન ઉપર

લાગ્યું. હવે દયાનન્દે બિહાર તરફ જઈ, બંગાળામાં આવી, મદ્રાસ સિવાય હિંદુસ્તાનના બીજા પ્રદેશો તરફ ભ્રમણ કરી વૈદિક ધર્મવિષે વ્યાખ્યાન કરવાં શરૂ કર્યાં. મુંબઇ, રજપુતાના, પંજાબ વગેરે જે જે સ્થળોએ જતા ત્યાં, તે સ્થાનના પંડીતોને વિચારયુદ્ધ કરવા આમંત્રણ કરતા. મૂર્તિપૂજા વેદ પ્રતિપાદિત નથી, અને તેથી તે ખોટી છે, એ વાત પ્રગટ કરનાર દયાનંદ પોતે એક હોવા છતાં હજારો મનુષ્યોના જોરથી તેણે કાય કર્યું; અને આ વાત આર્યાવર્તની ચારે દિશામાં પ્રચલિત થવા લાગી. ધગધગતા અગ્નિના ભડકા જેમ એકાએક હોલવાય નહિ, મ્હોટા નદીના પ્રવાહને સહજમાં અટકાવી શકાય નહિ તેમ દયાનન્દનો પ્રતાપરૂપી અગ્નિ હોલવાયો નહિ, અને નદીના પ્રવાહની માફક તેમની ગતી પણ રોકી શકાઈ નહિ. આ સિવાય તેમણે ઠેકાણે ઠેકાણે વૈદિક પાઠશાળાઓ સ્થાપી, આર્યસમાજનો પાયો નાંખી વૈદિક ધર્મના પ્રચારનો રસ્તો ખોદયો, ગાય વગેરે પશુઓનું રક્ષણ કરવા સભાઓ સ્થાપવાની સૂચના કરી, અને એવાં એવાં બીજાં ભરતખંડનુ શ્રેય કરવાનાં કાર્યમાં તત્પર રહી ઈ. સ. ૧૮૮૩ (સંવત ૧૯૩૯) ની ૩૦ મી અકટોબરે દીવાળીને દીવસે આખા હિંદુસ્તાનની દીપમાળાને હોલવી નાંખી, આ લોકમાંથી પરલોકમાં વાસ કર્યો. દયાનન્દનું ચરિત્ર ટૂંકમાં આવું છે.

---

# હિંદુ પ્રકૃતિ કેવી છે?



દયાનન્દ આદર્શ સુધારક હતા કે નહી તે હવે જોવાનું છે. તેનો વિચાર કરતાં હિંદુ એટલે કોણ તે જોવું પડશે. જેમ શરીરના રોગના ચિકિત્સકને શરીરની પહેલાંની પ્રકૃતિ કેવી હતી તે જાણવું જોઈએ તેમજ હિંદુ સુધારકને હિંદુ-સમાજની પ્રકૃતિ જાણવી જોઇએ. હિંદુ કોણ, હિંદુની પ્રકૃતિ કેવી, હિંદુનું જીવન કેવું, હિંદુસમાજ કેવી, એ સઘળું આપણે જાણવું જોઇએ. અત્રે હિંદુપ્રકૃતિનો વિચાર કરીશું.

અત્યાર સુધીમાં પૃથ્વીપર જે જે જાતિનો આવિર્ભાવ અને તિરોભાવ થયો છે, તેમજ આજે પણ દુનીઆની જુદી જુદી જાતોમાં જે ગુણ રહેલા છે, તેમની જોડે સુકાબલો કરતાં હિંદુઓમાં બે ગુણ વિશેષ જોવામાં આવે છે. એ બે ગુણને આપણે હિંદુપ્રકૃતિ કહીશું.

એ બે ગુણમાંથી એક એ છે કે હિંદુ સૂક્ષ્માભિમુખી છે, અને બીજી જાતો સ્થૂલાભિમુખી છે. હિંદુ સૂક્ષ્મમાંથી નીકળી સ્થૂલમાં પ્રવેશ કરે છે, બીજી જાતો સ્થૂલમાંથી સૂક્ષ્મમાં આવી ગઈ છે અથવા તો આવતી જાય છે. આજ કારણવડે મંત્રદૃષ્ટા મહર્ષિઓ આત્માના ઉજ્વળ પ્રકાશવડે જીવનની આગલી પાછલી વાત પહેલેથી પામી શકતા હતા.

આજ કારણથી પ્રશાંતચિત્ત બ્રાહ્મણો બ્રહ્માવર્તની પવિત્ર ભૂમી પર બેમી જીવનનું લક્ષ્ય સ્થિર કરવાના ઉદ્દેશથી કઠોર તપસ્યા કરી, લક્ષ્ય સ્થિર થયા પછીજ સસારમા પડી ન્હાના પ્રકારનુ જીવન ગાળતા હતા હિંદુનુ એ લક્ષ્ય તે શુ ? આત્મસ્ફૂર્તિ યા બ્રહ્મપ્રાપ્તિ તે એ લક્ષ્ય.

હિંદુનો બીજો ખાસ ગુણ તે એ છે કે, બધી રીતે તે પોતે પોતાના લક્ષ્યને અનુસરી ચાલે છે, લક્ષ્ય જેનું નક્કી થયુ કે પછી પોતાના આખા જીવનનો પ્રવાહ તે લક્ષ્યને અનુસરી ચલાવે છે, યાતો તે લક્ષ્ય તરફ લઇ જાય છે ટૂંકામા બ્રહ્મ અથવા બ્રહ્મપ્રાપ્તિને હિંદુ પોતાનુ કેંદ્ર બનાવે છે સૂર્યમંડળમા જેમ ગ્રહ નક્ષત્ર વગેરે સૂર્યને પોતાનુ કેંદ્ર યા મધ્યબિંદુ ગણી ફરે છે. તેમ હિંદુ બ્રહ્મને કેંદ્ર ગણી પોતાના કર્મક્ષેત્રમા ભ્રમણ કરે છે * નદીનો પ્રવાહ જેમ નીચા પ્રદેશોમા વહે છે, અગ્નિની શિખાઓ જેમ ઉંચે ચઢે છે, તેમ હિંદુનુ જીવન પણ હમેશ સત્વસ્ફૂર્તિ અથવા બ્રહ્મપ્રાપ્તિ તરફજ કામ કર્યું જાય છે બલકે, જતુ હતુ આ હેતુને લીધે ગૃહસ્થાશ્રમી હિંદુનુ ઘર તે પોતાના સ્વાર્થસિદ્ધિની સાધન ભૂમિ નથી, પરિવાર તે વિલાસ કર વાનો કેલિકુંજ નથી સસાર તે ન્હાના પ્રકારના ભોગવિલાસ

* આ "હિંદુ" શબ્દ હાલના અધોગત થએના હિંદુઓને ઉદ્દેશી વાપર્યો નથી

કરવાની લીલાભૂમિ નથી-અને સ્ત્રી તે મનુષ્યની પશુવૃત્તિને માત્ર સંતોષ આપનારી સોબતણ નથી, એમ તે (આગલા વખતનો હિંદુ) ગણતો. એ કબૂલ કરીશું કે રોમ સૌભાગ્યસંપદના ઉંચામાં ઉંચે શિખરે પહોંચ્યું હતું, ગ્રીસ જ્ઞાનના ગૌરવવડે વજનદાર રહ્યું હતું; એ પણ કબૂલ કરીશું કે યુરોપની હાલની જાતીઓ ફ્રેંચ અને અંગ્રેજ વગેરેએ જુદી જુદી જાતનાં શાસ્ત્રોનાં જ્ઞાનવડે ઉન્નતિની પરાકાષ્ઠાએ પહોંચી, આ દુનીઆમાંના ભોગવવાના ભોગ અને સુખનાં સેંકડો દ્વારો ખોલ્યાં છે, પરંતુ એ બધું છતાં પણ એમ તો નહિજ સ્વીકારાય કે, હિંદુ સિવાયની બીજી કોઈ જાતે, જીવનના કર્મક્ષેત્રમાં ઉતરતાં પહેલાં, તે જીવનનું લક્ષ્ય સ્થિર કરી, તે લક્ષ્યને અનુસરી, ન્હાનું, મ્હોટું, કુંટુંબી કે સામાજિક સઘળું કાર્ય તે લક્ષ્ય તરફ નજર રાખી કર્યું હોય. આજ હિંદુઓનો ખાસ ગુણ-એજ હિંદુ પ્રકૃતિ.



## હિંદુ જીવન કેવું છે ?

જે પ્રમાણે હિંદુ પ્રકૃતિ સત્વને અનુસરી ચાલનારી છે તે પ્રમાણે હિંદુ જીવનની ગતિ સત્વનો વિકાશ કરનારી છે હિંદુ જીવન એટલે શું ? ચાર આશ્રમ તે હિંદુ જીવન. એ ચાર આશ્રમ ઉપરજ હિંદુ જીવનનું અસ્તિત્વ અને ત્હેની ઉન્નતિ આધાર રાખે છે. એ ચાર આશ્રમ તે બ્રહ્મચર્ય, ગૃહ-

સ્થ, વાનપ્રસ્થ અને સન્યાસ. વેદાધ્યયનનું નામ બ્રહ્મચર્ય, વિર્યધારણનું નામ પણ બ્રહ્મચર્યજ. કારણ વીર્યધારણ વિના વેદાધ્યયન અથવા તો જ્ઞાનાર્જન થઇ શકેજ નહિ, માટે સાધારણ રીતે વીર્યધારણ તેજ બ્રહ્મચર્ય કહેવાય. હવે વીર્યધારણ શી રીતે થાય? વિલાસનો ત્યાગ કરવાથી અને કઠોરતા પકડવાથી. આટલા માટે બ્રહ્મચારીને મોજશોખ છોડી સખત જિંદગી ગાળવી પડે છે. આ ઉપરાંત અગ્નિની પરીક્ષા કરતાં બ્રહ્મચારીને શીખવું પડે છે, ત્હેનું કારણ કે પાછળથી સંસારમાં પડતાં લોભનો અગ્નિ ત્હેને બાળી નાંખે નહિ. વળી ત્હેને વાયુની પરીક્ષા કરતાં શીખવું પડે છે, કે જેથી પાછળથી ત્હેને લાલસારૂપી વાયુ ઉડાડી દઇ શકે નહિ, તેમજ ત્હેને રસ્તા પારખતાં શીખવું પડે છે કે જેથી સંસારના અતિ કૂટિલ અને ખરાબ માર્ગો ત્હેને ગભરાવી મૂકે નહિ.

બ્રહ્મચર્યની શક્તિ અસાધારણ છે, તેવોજ ત્હેનો પ્રભાવ છે. જો કોઇ સવાલ કરે કે ભરતખંડ ઉન્નતિના ઉંચ શિખર-પર શાથી ચઢયું તો તેનો જવાબ એ છે કે બ્રહ્મચર્યને લીધે. જો કોઇ સવાલ કરે કે હિંદુઓજ પૃથ્વીપર જ્ઞાન અને ધર્મના પ્રવર્તક શા માટે થયા, તો તેનો જવાબ પણ એજ છે. જો કોઇ સવાલ કરે કે સાહિત્ય સંપજમાં હિંદુઓ ઉંચું સ્થાન કેમ ભોગવે છે તો તેનો જવાબ પણ એજ છે. મનુષ્યના સાહિત્યમાં પણ કેટલો આવિર્ભાવ અને કેટલો તિરોભાવ થાય છે? કેટલા અંધકાર ચઢે છે? કેટલા

અંધકારનો થોડા વખતમાં નાશ થઈ જાય છે. કાળનાં અવિશ્રાન્ત મોજાં ત્હેમને કયાં લઈ જઈને ફેંકી દેછે, ત્હેનો કોણ નિર્ણય કરે ? છતાં આજે મહાભારતનો તિરોભાવ કેમ ઘટતો નથી ? તેમ એ મહાભારતકાર કૃષ્ણદ્વૈપાયનનું નામ હજી કેમ નાશ પામ્યું નથી ? આજે પણ મહાભારતનું કેમ વજન પડે છે, આજે પણ મહાભારત પોતાનું મૂળ ગૌરવ શી રીતે સાચવી રહ્યું છે ? તેનો જવાબ એટલોજ દઈ શકાય કે જે બુદ્ધિદ્વારા મહાભારત રચાએલું તે બુદ્ધિ આપણા જેવા સાધારણ માણસમાં નથી; જે માણસમાં એવી બુદ્ધિ હતી તે બ્રહ્મચર્યને લીધે જન્મ પામી હતી. આ ઉપરથી કબૂલ કરવું પડશેજ કે હિંદુઓને હમેશની ઉન્નતિ પ્રાપ્ત કરવાનું કારણ બ્રહ્મચર્યજ હોઇ શકે, અને સાથે સાથે એટલું પણ કબૂલ રાખવું જોઇએ કે જે દીવસથી બ્રહ્મચર્યની પ્રથા નાશ પામી છે, તે દીવસથી હિંદુસ્તાનપર આપ્તતપર આફત અને દુઃખપર દુઃખ આવી ગયાં છે, અને ત્હેની પડતી દીનપર દીન થવા લાગી છે.

બ્રહ્મચર્ય પછી ગૃહસ્થાશ્રમ આવે છે. બ્રહ્મચારી બ્રહ્મચર્ય પૂરૂં કરી ગૃહસ્થાશ્રમમાં પેસે છે. જેમ બ્રહ્મચર્યનો હેતુ મત્વસ્ફૂર્તિ મેળવવાનો હતો, તેમ ગૃહસ્થાશ્રમનાં શિક્ષણ તથા વ્યવસ્થાપણ એજ હેતુ તરફ લઈ જાય છે. જેનાથી હૃદયમાં સાધુભાવ તથા સારી લાગણીઓના સમૂહનો વિકાશ

થાય, જેનાથી કુંટુંબ કબીલાથી વીંટળાએલા રહેવા છતાં માણસ શાંત ચિત્તે પરમાર્થનું ચિંતવન કરવામાં તત્પર રહે, એ સઘળી બાબત ધ્યાનમા રાખી હિંદુઓના ગૃહસ્થાશ્રમનું બંધારણ ઘડવામાં આવ્યું છે. ગૃહસ્થ હિંદુને પાંચ મહાયજ્ઞનું અનુષ્ઠાન કરવું પડે છે નૃયજ્ઞ, ભૂતયજ્ઞ, બ્રહ્મયજ્ઞ વગેરે, દરેકે દરેક યજ્ઞ હૃદયની ઉચ્ચવૃતિઓને અસ્તિત્વમાં લાવી પોશે છે. તેમાંના કેટલાક શ્રદ્ધા, ભક્તિ અને પ્રીતિની પુષ્પમાળાથી જીવનને શોભાવે છે, કેટલાક પરાર્થપરતા શિખવી હૃદયમા વિશ્વપર પ્રીતિની વૃત્તિ જગાડે છે, કેટલાક ઉદારતાની ઉચામા ઉચી ટોચે પહોચાડી, ન્હાનામા ન્હાનો માણસ હોય તો તેને પણ અતિ મ્હોટા વિશાળ વિશ્વ જોડે એકાત્મ થઇ જવાનો ઉપદેશ કરે છે. ટૂકામા આ ગૃહસ્થાશ્રમની નીતિની માફક વાનપ્રસ્થની નીતિપણ સત્વનો વિકાશ કરે છે. વાનપ્રસ્થ પછી નન્યાસ સન્યાસની સઘળી ક્રિયા એક સરખી સત્વની સ્ફૂર્તિ કરવા માટેજ યોજાએલી છે આ ઉપરથી જણાશે કે આ ચારે આશ્રમ પહેલેથી છેલ્લે સુધી હિદુના જીવનમાં સર્વાશે બ્રહ્મભાવનો વિકાશ કરે છે ને આત્વિકતાને ઉદ્દીપન કરે છે *

---

* આ સિવાય હિંદુ જીવનમા બીજા સોળ સસ્કાર પણ છે, કે જેનો ઉદ્દેશ પણ શરીરને અને મનને શુદ્ધિ આપવાનોજ છે દેહશુદ્ધિ ને મનશુદ્ધિ વડે સત્વ ભાવનો ઉદય થાય છે. પરંતુ તે પ્રકરણ આ ટૂંકા નિબંધમા આપ્યુ નથી

( ૧૬ )

# હિંદુ સમાજ કેવી છે!



જેવી રીતે હિંદુ જીવનમાં ચાર આશ્રમ છે તેવી રીતે હિંદુ સમાજનાં ચાર અંગ છે. એ સમાજરૂપી શરીરનું માથું તે બ્રાહ્મણ, હાથ તે ક્ષત્રી, જાંગ તે વૈશ્ય અને બે પગ તે શુદ્ર. માણસના શરીરનું રક્ષણ કરવા માટે જેમ માથા તથા પગ બનેની જરૂર છે તેમ હિંદુ સમાજના રક્ષણ માટે બ્રાહ્મણ તથા શુદ્ર બંનેની જરૂર છે. માથું મિજાસ કરી બે પગની ઉપેક્ષા કરે તો પછી શરીરનું યંત્ર ચાલેજ નહિ, તેમજ બ્રાહ્મણ પણ જો મ્હોટાઇમાં ખેંચાઇ, શુદ્રને ધિક્કારી કાઢે તો પછી એક ક્ષણ પણ હિંદુ સમાજ નભે નહિ. એ કહેવાની જરૂર નથી કે કાર્ય સમષ્ટિ ઉપર સમાજની સ્થિતિનો આધાર છે અને કાર્ય શૃંખલા ઉપર-રીતસર કામ થતું આવે તેના ઉપર સમાજની ઉન્નતિનો આધાર છે. માટે જુદી જુદી જાતના કાર્ય પ્રવાહ તથા જુદી જુદી શક્તિઓથી રચાએલા આ સમાજ યંત્રને ચલાવવા માટે એક વેદ પાઠી બ્રાહ્મણમાં કે એક પાલખી ઉંચકનાર ભોઈ જેવા શુદ્રની ઉપયોગીતામાં ખરી રીતે ભેદ રહેલોજ નથી, અને ખરૂં જોતાં ભેદ છે પણ નહિ. તે ઉપરથી જે કોઇ એમ ધારતો હોય કે બ્રાહ્મણ તો માત્ર પોતાનું ભલું કરવા માટેજ છે, પોતાની મ્હોટાઇ વધારવા ખાતરજ ભરતખંડની વર્ણ

વિભાગરૂપી ભૂમીમાં ત્હેણે ઝેરી ઝાડનાં બી રોપ્યાં છે, તો તે તેની ભૂલ છે. તે માત્ર બહુજ ટૂંકી નજરનો છે, એમ સમજવું.

આ ન્હાના સરખા નિબંધમાં વધારે વિસ્તારપૂર્વક લખાણ ન કરતાં એટલુંજ કહેવું બસ થશે કે ચાર આશ્રમ વાળા હિંદુજીવનની માફક ચાતુરવર્ણ વાળી હિંદુ સમાજ પણ સત્વસ્ફૂર્તિની સહાયકજ છે. પરંતુ હિંદુ પ્રકૃતિનું એ લક્ષ્યબિંદુ એકદમ યા એક દિવસમાં કાંઇ પ્રાપ્ત થતું નથી. દુનીઆનું એક સાધારણ કામ પણ તરત યા એક દીવસમાં થઇ શકતું નથી તો પછી માનવપ્રકૃતિનું જે છેલ્લામાં છેલ્લું પગથીઉં બ્રહ્મપ્રાપ્તિનું તે એક દીવસમાં તો શું પણ એક આખી જીંદગીમાં પણ સાધ્ય થવું મુશ્કેલ છે. આટલા માટે હિંદુ અધિકારવાદી કહેવાય છે. વળી ક્રમ વાદી પણ કહેવાય છે, કારણ બ્રહ્મચર્યાદિ આશ્રમ તરફ ત્હેનું વલણ હોય છે. અને અધિકાર વાદી એટલે કે બ્રાહ્મણ વગેરેની વર્ણપરંપરા પણ તે કબૂલ રાખે છે, ક્રમવાદ એટલે ચાર આશ્રમ અને અધિકારવાદ એટલે હિંદુની ચાર વર્ણ. અધિકારવાદ કાર્યગતપણા ઉપર સ્થપાએલો છે, અને તેથી ઉન્નતિ તથા અવનતિ બંનેનો તે સહાયક અને પોષક થઈ પડે છે. ટૂંકામાં અધિકારવાદના મૂળ ઉદ્દેશનો સહજ પણ વિચાર કરતાં જણાશે કે જેમ તેમાં એક અમુક અધિકાર

વાળાને બીજા અધિકારના પ્રદેશમાં પ્રવેશ કરવા દેવામાં આવતો નથી, તેમ અમુક અધિકારવાળાને હમેશ સુધી તેના તેજ અધિકારવાળા પ્રદેશમાં બાંધી રાખવામાં પણ આવતો નથી; અને તેથી હિંદુઓની આ વર્ણવિભાગની પ્રણાલીકા કાંઈ શૂદ્રને હમેશ શૂદ્રપણામાં રાખવા માંગતી નથી, તેમજ કેવળ બ્રાહ્મણ કૂળમાં જન્મ લીધાથી અમુક માણસને બ્રાહ્મણ-ત્વના પૂજ્ય અને પવિત્ર આસન પર બેસાડતી નથી. એણે તો કવષ, ઐલૂષ વગેરે શૂદ્રોને ઋષિ તરીકે માન્યા છે અને નિરક્ષર અને દુષ્ટાચારી બ્રાહ્મણોને વગર સંકોચે બ્રાહ્મણત્વના આસનપરથી ઉતારી પાડયા છે. નીચા અને ઉંચા દરેક વર્ણનાં માણસો જેમ તે છેલ્લો અધિકાર મેળવવા પ્રયત્ન કરે છે, તેમ શૂદ્રો પણ તેજ અધિકાર મેળવવા તરફ પોતાનાં પગલાં માંડે છે. તેથી એમજ કહીશું કે હોમ, અર્ચન, વગેરે કરી જેમ બ્રાહ્મણ બ્રહ્મપ્રાપ્તિ મેળવવા મથે છે, તેમ શૂદ્ર પણ બ્રાહ્મણોના પગ ધોઇ, બ્રહ્મધામ તરફજ પોતાનાં પગલાં માંડે છે. બંને વચ્ચે ભેદ એટલોજ છે કે કોઇ એ મહા-લક્ષ્ય બિંદુની પાસે જઇ પહોંચે છે, તો કોઇ થોડે આઘે રહે છે.



## સુધારકનાં લક્ષણ કયાં ?

શરીરચેષ્ટા સંપૂર્ણ થઇ. હવે શરીરના રોગ પારખનાર તથા સાજાં કરનારની ચેષ્ટા કરીએ. એ રોગ શું છે તે જણા-

વવાની જરૂર નથી. કારણ લખનાર, વાંચનાર, ભાષણ કરનાર અને સાંભળનાર સૌને એ રોગે સપડાવેલા છે. હિંદુઓ કેવા છે તે આપણે જોયું, હવે તેમને સુધારનારનાં લક્ષણ કેવાં જોઈએ તે આપણે જોઈએ.

સુધારકે પહેલાં તો પોતાની જાતિને બરાબર જાણવી જોઇએ. જો તે સ્વજાતિને જાણતો હોય તોજ તેની પ્રકૃતિ પણ જાણે. કયા કયા અંશની પોતાની જાતિ બનેલી છે, તે પણ તેણે વિચારવું જોઈએ. જાતિની પ્રકૃતિ તે શું ? પૃથ્વી પર જે જાતિ જન્મી છે યા જન્મે છે તે દરેકમાં કાંઈ ને કાંઈ સારા ગુણ હોય છે. એ ખાસ લક્ષણ કે ગુણ તે તે જાતિની પ્રકૃતિ. તે જાણવા માટે તે જાતિનું સાહિત્ય સારી રીતે જાણવું જોઇએ. કારણ તેના સાહિત્યમાં તે દરેક જાતિની પ્રકૃતિનું પ્રતિબિંબ પડેલું હોય છે. દરેક કોમની ઉન્નતિ, વિકાશ, વિકૃતિ કે અધોગતિ જેવી રીતે ત્હેના સાહિત્યમાં સ્પષ્ટ અક્ષરે લખાએલી હોય છે તેવી રીતે બીજે કશે જડતી નથી. વળી જેમ સાહિત્યમાં તેમ ત્હેના આદર્શ તથા રીત રિવાજમાં પણ અમુક કોમની પ્રકૃતિ વિદ્યમાન હોય છે. એટલે કે અમુક કોમ બાબત જ્ઞાન હોવું એટલે ત્હેના સાહિત્યના જ્ઞાન સાથે ત્હેના આદર્શ તથા રીતિ નીતિની પણ બહુ સારી માહીતિ હોવી જોઇએ જો આ જ્ઞાન બરાબર હોય નહિ તો પછી એ જાતિરૂપી શરીરમાં કયાં બગાડો

થયો છે તેની ખબર પડે નહિ; અને બગાડો તથા રોગ જડે નહિ તો તે સુધરી શકે નહિ, માટે પોતાની જાતિ સંબંધીનું જ્ઞાન સુધારકને અવશ્યનું છે. જેમ વૈદ્યને નાડીજ્ઞાન જરૂરનું છે, તેમ સુધારકને સ્વજાતિનું જ્ઞાન જરૂરનું છે. પરંતુ દિલગીરી એટલી છે કે આ રોગથી પીડાતા દેશમાં નાડી જ્ઞાન વગરના વૈદો ઘણા છે.

બીજું લક્ષણ એ છે કે ત્હેને પોતાની જ્ઞાતિ પર પ્રેમ હોવો જોઇએ. જે જાતમાં આપણે જન્મ લીધો, જેમાં આપણે ઉછર્યા, જેની શક્તિ અને સહાયતા વડે આપણે મનુષ્ય લોકમાં મનુષ્ય તરીકે ફરી શકીએ છીએ, તે જાતિ સાથે સુધારકને પણ પ્રીતિના સૂત્રથી બંધાવાવું જોઇએ. એ જાતિ માટે આપણને લાગણી ન હોય, ત્હેના પર પ્રીતિ ન હોય તો પછી ત્હેના કલેશ રૂપી કલંકથી આપણને મનમાં દુ:ખ શી રીતે થાય? અને જો દુઃખ ન થાય તો તે કલેશ દૂર કરવા કમર બાંધી કોણ ઉભું રહે? તમે, ઓ હિંદુઓના ઉદ્ધારક! કહો કે કાકા કૌઆની માફક કેટલા શીખવેલા શબ્દો તમે એ ઉદ્ધારના સંબંધમાં બોલ્યા જાવ છો? અને તમે, ઓ સુધારક! કહો કે આ રોગી અને અપમાન પામેલા હિંદુની સમક્ષ માત્ર વાણી રૂપી પીંછી લઇ તમે કેટલાં આશા ચિત્ર પાડી બતાવ્યાં છે? આ બધું છતાં પણ તમને કોઈ હિંદુ કહે તો તમે લજવાઇ મરો છો, હિંદુઓની ભાષાનો ઉપહાસ કરો

છો, અને હિંદુ રીતિ નીતિ જોડે કોઇ પણ જાતનો સબધ ન રાખવો એ તમારા જન્મનું તમે સાર્થક સમજો છો. આવું હોય તો તમને સુધારક કહેવાય. ના, તમારાથી તો બને તેટલા દૂર રહેવું જોઇએ.

ત્રીજું લક્ષણ તે રક્ષણપરતા સુધારકે વિનાશ કરવાને બદલે રક્ષણ કરવા તત્પર રહેવુ જોઇએ જેઓને સમાજ અથવા કોઇ સામાજિક કુરીતી જડી આવે તેઓ તેનો નાશ કરતાં કરતા વિનાશજ કરવાની રીતિ પકડી ચાલે, ત્હેમને ખરી રીતે સુધારક કહેવાય નહિ જે છે, તેને રાખવાથી સારૂ થતુ હોય તો સુધારક તે રાખશેજ. જે જીર્ણ થઇ ગયુ હોય, તેમાથી સારૂ કાઢી લઇ, પછી તેને ઉખેડી નાખશે, તે પતીત થઇ ગયુ હોય યા પડવા માડતુ હોય, તે જો એકદમ ન કરવા જેવુ નહિ હોય તો, સુધારક તેનામા નવી શક્તિ મૂકવાની યોજના કરી, ત્હેને પૂરી ઉભુ કરશે. આને લીધે સુધારક નવા કરતા જૂના તરફ વધારે પક્ષપાત બતાવશે અને તેની ગતી પણ ઉતાવળાને બદલે ધીમી રાખશે. વીજળીનો વેગરાખવાથી દુનીઆનામા એકે સુધારાનુ કામ થયુ નથી મદગતી ન હોય ત્યા સુધી વિચારશીલ થવાય નહિ ને વિચારશીલ ન થવાય તો રક્ષણપર થવાય નહિ ને રક્ષણ પર ન થવાય તો સુધારારૂપી વ્રતનુ ઉદ્યાપન થાય નહિ

ચોથુ લક્ષણ સત્યનિષ્ઠા છે વગર ડગે હમેશ સત્યનો આધાર લેનો તેનુ નામ સત્યનિષ્ઠા જર્મનીના પ્રખ્યાત સુધારક

માર્ટીન લ્યૂથરને જ્યારે પોપ જોડે વાંધો પડયો હતો, ત્યારે વર્મ્સ (Worms) શહેરમાં એક મ્હોટી સભા ભરવામાં આવી હતી અને ત્યાં ત્હેને હાજર ર્‌હેવાનું કહેવામાં આવ્યુ હતું. એ સભામાં યૂરોપની આખી શક્તિ તથા મ પતનો સમાવેશ થઈ ગયો હતો એમ કહીએ તો ચાલે એમા બેઠેલા રાજાથી તે ર ક સુધી સૌ લ્યૂથરના મહાન શત્રુ હતા. એ મહા સભામાં હાજર ન થવુ એવો લ્યૂથરનો એકેએક મિત્ર એને આગ્રહ કરતો હતો પરંતુ ત્હેમની સલાહ ન સાંભળતાં લ્યૂથરે ત્હેમને સ્પષ્ટ પણે કહ્યુ કે, "અગર જો કે આ શહેરનાં છાપરાંને જેટલાં નળીયા છે તેટલા મ્હારા શત્રુઓ–અથવા કે સેતાનો–વર્મસમા હશે તો પણ હું ત્યાં હાજર થઇશ "* આ વીરોચિત વાણીને સાંભળી ત્હેના મિત્રો પણ વિસ્મિત થઇ ગયા. લ્યૂથર નિશ્ચિતપણે વર્મ્સની સભામાં હાજર થયો અને પોતાનો જયનો ડંકો વગડાવ્યો આનું નામ સત્યનિષ્ઠા.

કોઇ કહેશે કે સુધારકને સત્યનિષ્ઠ હોવાની શી જરૂર છે ? તેનો જવાબ એ છે કે નિડરપણાની અને અતી ઘણા બળશાળીપણા (જોર) ની ત્હેને જરૂર છે. જે ભ્રમ

---

* Go, tell your master that though there should be as many devils at Worms as there are tiles on its roofs, I would enter it, Martin Luther: The Great European Reformer P 88

કેટલો વખત થયા કરોડો લોકોની પ્રીતિ તથા શ્રદ્ધા મેળવી મજબૂત થયો હોય, જે કુરીતિ હજારો વરસ થયા લાખો લોકોના મનમાં જડ ઘાલી બેઠી હોય, તેને ઉખેડી નાંખવી તેમાં સાધારણ બળનું કામ નહિ. એક સો માણસનાં બળ તથા મહેનતથી એક મ્હોટો મહેલ એક દિવસમાં પાડી નાંખી શકાય. હજાર માણસ ભેગાં થઇ એક મહા અરણ્યને એક દિવસમાંજ મેદાન કરી નાંખી શકે, પરંતુ કહોકે, સો જણ ધારે અથવા તો હજાર જણ ભેગા થાય તો પણ જડ મૂળ ઘાલી બેઠેલી કુરીતિનો તેઓ નાશ કરી શકે ખરા ? પરંતુ જે કામ આ સેંકડો અથવા હજારોનો સમૂહ ન કરી શકે તે સુધારક એકલોજ માત્ર કરી શકે છે; કારણ કે તે સત્યનિષ્ઠ હોય છે, તેની પાસે સત્યનું અજેય અને અમિત બળ હોય છે. સત્યના અનન્ત આશ્વાસન વડે સુધારક હમેશા નિડર રહે છે; અને પૃથ્વી પર સત્ય સિવાય એવી બીજી કઇ વસ્તુ છે કે જે માણસને હમેશાં બ્હીક રહિત રાખે ? દુનીઆમાં સત્ય સિવાય એવો મુગટ નથી, મણી નથી, રાજ્યદંડ નથી, રાજ્યછત્ર નથી, કે જે ધારણ યા ગ્રહણ કરી, માણસ બધી જગાએ અને સૌની સમક્ષ શંકા શૂન્ય અને સંકોચશૂન્ય રહી, પોતાનું જીવન ગાળે. આ કારણથી સુધારકને કોઇની બ્હીક હોતી નથી, કોઇના ગુસ્સાથી તે ડરતો નથી, ત્હેની સામે મ્હોટો બાદશાહ આવીને ઉભો રહે તો તે પણ તેની ગતી રોકી શકતો નથી.

પાચમુ લક્ષણ એ છે કે ત્હેને એવો વિશ્વાસ હોવો જોઇએ કે અતે સત્યનો જયજ થાય છે કોઈ દીવસ પણ સત્યનો જય થશે એવી મનમા જો ખાત્રી ન હોયતો સુધારક એક પગલુ પણ આગળ વધી શકે નહિ નિરાશા અને સંદેહ તો હમેશ તેપે તજવા જોઇએ જે નિરાશાના ઘાવાથી ઘવાય છે અથવાતો સદેહના હિચકા વડે ઝોલા ખાય છે તે જો કે વિદ્યાવડે બૃહસ્પતિપર જય મેળવે છે તોપણ સુધારકના વ્રતસાધન માટે તદન્જ નાલાયક ગણાય છે

નિરાશાને બદલે આશાની અભય વાણી માભળતાં સાભળતા, સદેહને બદલે નિશ્ચયતાના પ્રકાશવડે રસ્તો જોતા જોતા, સુધારક પોતાની રણભૂમીમા આગળ વધે છે ચારે દિશા આફતના કાળા વાદળાથી છવાઇ ગએલી હોય છે જુલમાટથી ચારે બાજુ વ ટોળીઆવડે ધૂળથી અદૃશ્ય થઇ ગએલી હોય છે, ગરીબાઇનુ હીમ તેને નાચાર કરી નાખે છે તો પણ સુધારક એક ક્ષણ માત્ર પણ નિરાશ થતો નથી તેનુ કારણ કે સત્યનો અતે જય થશે એમ તે માને છે તેનુ લોટી રેડવા તરવાર ઉગામેલી હોય, કઠોર બદીખાનામા ઘોર રાત્રી પર રાત્રી તેને કાઢવી પડતી હોય, લોઢાની બેડીનો ભાર ખેચતા ત્હેના અવયવ કાળા પડી ગયા હોય તો પણ એક દિવસ પણ તે હિમ્મત હારતો નથી કારણ સત્યનો જય થશેજ થશે એમ તે જાણે છે

પોતાની સન્મુખ પડેલી વસ્તુને જેટલી સ્પષ્ટતાથી તે જુએ છે તેટલીજ સ્પષ્ટતાથી સત્યનો અંતે વિજય પણ તે જુએ છે સુધારકને સદા એજ આશા રહે છે કે જોકે આજે દરેક રીતના અપમાનની કાંટારૂપી માળા ગળામા ઘાલી પૃથ્વીના એક ભાગપર એકલો ઉભો રહી જે બાબતનુ તે વિવેચન કરે છે, તે આજે, નહિ તો કાલે, નહિ તો બે વરસે, નહિ તો સો વરસે પણ લોકગ્રાહ્ય થશે, લોકો તેને માનશે આથી જેમ સુધારકને સત્યનિષ્ઠ થવુ ઘટે છે તેમ જયનિષ્ઠ થવુ પણ ઘટે છે, અથવા તો જે સત્યનિષ્ઠ હોય તે સ્વાભાવિક રીતે જયનિષ્ઠ પણ હોય છે, કારણકે સત્યનુ બીજુ નામ જય છે

છઠ્ઠું લક્ષણ આત્મવિલોપ, આત્માભિમાન (એટલે કે હુ છુ એવો ભાવ અથવા તો આપવડાઇ) છોડવુ તેનુ નામ આત્મવિલોપ એક અમુક બાબતમા અભિમાન છોડયુ હોય તેવુ ન જોઇએ દરેક વિષયમા તેનો ત્યાગ કરવો જોઇએ હુ પદ અથવા આત્માભિમાન એ સુધારકના રસ્તામા મ્હોટી અડચણ કહેવાય છે, કારણ આત્માભિમાન વડે મ્હારામા ઘણી શક્તિ છે એવો ભાવ આવે છે, અને આત્મા ભિમાન વડે માણસ પોતાની ખ્યાતિ થાય એવા કામ કરવા મથે છે આવુ હોય ત્યા સત્યનો પ્રચાર માણસથી કરી શકાય નહિ, એટલુજ નહિ પણ સત્યપ્રચાર કરતા આત્મપ્રચાર

કરી બેને છે. આત્મપ્રતિષ્ઠાને લીધે સુધારક પોતાના વ્રતની પરિસમાપ્તિ કરી અટકતો નથી. વિશેષે કરીને સુધારાની વેદીની આગળ અને પાછળ પોતાની પણ એક વેદી બનાવી, ત્હેનો મહીમા હજાર રીતે વધારવાની આકાંક્ષા ત્હેને રહે છે.

આ પ્રસંગે એક વાત યાદ રાખવાની છે કે સુધારક અને સંસ્થાપક એ બે એક વસ્તુ નથી. સુધારક જો સંસ્થાપક થવા જાય તો તે સુધારક રહે નહિ. માટે જો કોઈ, એ સુધારકને સંસ્થાપકને આસને બેસાડવા ચહાય અથવા તો કોઈ નવા સંપ્રદાયના સ્થાપક તરીકે ત્હેને લોકમાં ઓળખાવવા માગે, તો ત્હેણે એક ક્ષણ માટે પણ એ આત્મપ્રભુત્વ અથવા આત્મપ્રતિષ્ઠાના આવેગમાં ઘસડાઈ ન જતાં, એ આરોપ અયોગ્ય તથા પોતાના ધર્મને અસંગત છે એમ જાણી તરતજ તેનાથી દૂર નાસવુ. બ્રાહ્મસમાજના સ્થાપનાર રાજા રામમોહનરાયે જ્યારે હિંદુધર્મનો સુધારો કરવાના સંકલ્પથી બંગાળાને હલમલાવી મૂકયુ હતુ, ત્યારે, "તમે કોઇ નવો ધર્મ સ્થાપો છો કે શુ ?" એવો સવાલ પૂછતા કોઈ કોઈ માણસ, અગળ સાથે તેમની પાસે આવતાં, રામમોહનરાય તેમને ચોખ્ખો જવાબ આપતા કે, "હું કોઇ ગ્રંથ લખીને કે મ્હોટેથી વાત કહી, મ્હને પોતાને બ્રહ્મવાદના સંસ્કારક યા ઉદ્ભાવક તરીકે ઓળખાવવા માગતો નથી. એટલુ જ નહિ પણ એવી ઈચ્છા પણ કદી મ્હારા મનમાં થઈ

નથી. હું તો ફક્ત એટલુંજ મનાવવા પ્રયત્ન કરૂં છું કે બ્રહ્મવાદ એજ હિંદુઓનો ખરો ધર્મ છે, અને આપણા પૂર્વજો પણ એજ ધર્મ પાળતા હતા.*" આ ભાવ રાજા રામમોહનરાયને ખરેખર યોગ્યજ હતો. આત્માભિમાનને તેઓ એવી ધિક્કારવા લાયક વસ્તુ ગણતા હતા, ત્હેનાથી એટલા દૂર રહેતા હતા કે પોતાને સુધારક કહેવડાવતાં તેમના મનને સંકોચ થઈ આવતો. એ કેવી આત્માભિમાનની શૂન્યતા અને કેવો આત્મવિલોપ !





## હિંદુ સુધારકનાં લક્ષણ કયાં કયાં ?

સાધારણ સુધારકનાં લક્ષણ ઉપર કહ્યાં, હવે હિંદુ સુધારક વિશે વાત કહીશું. સદરહુ લક્ષણ સિવાય બીજાં લક્ષણ હિંદુ સુધારકને છે ખરાં ? હા, બે છે : શાસ્ત્રાપેક્ષિતા અને સન્યાસ.

શાસ્ત્રાપેક્ષિતા એટલે શું તે જોતા પહેલાં, હિંદુ શાસ્ત્ર કોને કહેવું તેનો વિચાર કરીશું.

શ્રુતિ, સ્મૃતિ, દર્શન, પુરાણ, ઉપપુરાણ, વગેરે ઢગલાબંધ ગ્રંથો હિંદુઓના સાહિત્યભંડારમાં જોવામાં આવે છે. છતાં ખરૂં પૂછાવો તો શ્રુતિ, અર્થાત્ વેદ, તેજ હિંદુનું

* Raja Rammohan Roy's English works edited by Baboo J. C. Ghosh. M. A. B L. Vol I P. 106.

શાસ્ત્ર હિંદુઓ સાધારણ રીતે વેદનેજ શાસ્ત્ર તરીકે માને છે શાસ્ત્ર એટલે શાસનવાકય નીતિનુ શાસન ( શિક્ષણ ), કર્તવ્યનુ શાસન અને વિધિનિષેધનુ શાસન આપવા માટે શાસ્ત્ર ચાએલા. આ બધા શાસનમા ધર્મનુ શાસન સર્વોપરિ ગણાય છે તેથી મુખ્યત્વે કરીને ધર્મનુ શાસન આપવા માટેજ શાસ્ત્ર ઉત્પન્ન થએલા ધર્માધર્મનો નિર્દેશ કરવો એજ શાસ્ત્રનુ કામ હોય, અને હિંદુઓ ત્યારે શાસ્ત્રનોજ વેદ તરીકે સ્વીકાર કરે છે, ત્યારે જેને વેદનો આધાર હોય તેને હિંદુઓ ધર્મ તરીકે ગણશે ખરા કે નહિ? અલબત્ત ગણવુજ જોઇએ કારણ મનુએ ચોખ્ખુ કહ્યુ છે કે "ધર્મ જિજ્ઞાસુએ તો વેદનેજ સર્વોપરી પ્રમાણ ગણવાનુ છે*" મતલબ કે જેનુ વેદમા પ્રતિપાદન થયુ હોય, તેજ ધર્મ ગણાય

હવે વિચારવાનુ છે કે જો માત્ર વેદજ હિંદુઓનુ શાસ્ત્ર ગણાય તો પછી પુરાણ વગેરે ગ્રંથોનો અભ્યુદય શી રીતે થયો? અને પુરાણાદિકને શાસ્ત્ર તરીકે શા માટે ગણવા જોઇએ? આના જવાબમા વિશેષ ન લખતા માત્ર એટલુજ જણાવવુ બસ થશે કે પુરાણ, દર્શનાદિ ગ્રંથો, વેદને આધારે

* धर्मजिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ઇત્યાદિ શ્લોકની ટીકા કરતા કુલ્લૂકભટ્ટ કહે છે કે 'श्रुतिविरोधे स्मृतिवाक्यमनपेक्षमप्रमाणमनादरणीयं' મનુ ૨ ૧૩

રચાએલાં છે. હિંદુ શાસ્રની ગ્રંથમાળાનું અવલોકન કરતાં એટલું તો સમજી શકાય છે કે, તંત્રના ગ્રથો સિવાય બીજા બધા ગ્રથોએ વેદ-પુરૂષના પગલાંનું અનુસરણ કરવા પ્રયત્ન કર્યો છે, અને જેનું જેટલું અનુસરણ તેટલી ત્હેને શાસ્રના ગ્રથ તરીકેની પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ છે. આટલા માટે જો વેદને કબૂલ રાખવામાં આવે તો પછી છએ દર્શન-પણ સ્વીકારાય અને વીસે સ્મૃતિ પણ માનનીય ગણાય. વીસે સ્મૃતિમાં મનુસ્મૃતિ સૌના કરતા શ્રેષ્ઠ ગણાય છે. તેનુ કારણ કે બીજા બધાનાં કરતાં મનુ વેદને વધારે નમ્યા છે. પુરાણ અને ઉપપુરાણ સુદ્ધાં વેદમા લખેલા આખ્યાનોને અલકાર રૂપે વર્ણવી, જુદી જુદી જાતની કથા વાર્ત્તામા તેને ભેળી નાંખી, યા તો ગુથી લઇ, સાધારણ લોકોમાં ત્હેનો પ્રચાર કરે છે. સઘળાં પુરાણોમા શ્રીમદ્દભાગવત ચક્રવર્ત્તી ગણાય છે, પ્રાચીન અને અર્વાચીન વૈષ્ણવ સંપ્રદાયના અદ્વિતીય ભક્તિ શાસ્રના ગ્રથ તરીકે પૂજાય છે. તે ભાગવત નિગમ એટલે * વેદરૂપી કલ્પવૃક્ષના ગલિતફળતરીકે પોતાને ઓળખાવે છે. એટલે કે હિંદુઓને મન વેદ તેજ શાસ્ર, વેદ તેજ શાસ્રનું મૂળ ને વેદ તેજ શાસ્રનો પ્રાણ છે. પ્રાણ સિવાય જેમ શરીર નભી શકે નહિ, પ્રાણ સિવાય હાથ પગ વગેરે અવયવો હાલી ચાલી યા જીવી શકે નહિ, તેમ વેદ

* निगमकल्पतरोर्गलितं फलं ईत्यादि.

સિવાય અથવા વેદનો કોઇ નહિ તો કોઇ પ્રકારે આધાર લીધા સિવાય, આ આર્યભૂમિમા કોઇ પણ શાસ્ત્રને પરિચીત યા પ્રતિષ્ઠિત થઇ શકવુ અસભવીત છે હિંદુઓના મનોરાજ્ય પર વેદે કેટલી બધી સત્તા બેસાડી દીધી છે તેનુ વર્ણન થઇ શકતુ નથી આ હિંદુસ્તાનનો હિમાલય પર્વત કદી તેમા આખો-ને આખો સમાઇ જાય એવુ બને, પરતુ હિંદુસ્તાનમાથી–હિંદુ-ઓના હૃદયમાથી–વેદ પર વિશ્વાસ કદી ખસે એવુ તો બને નહિજ. બૌધ્ધ મતની આફત અનવાથી, ત્હેના સખત ફટકાથી હિંદુઓની શાસ્ત્રરૂપી વાડી છિન્નભિન્ન થઇ ગઈ એ વાત ખરી, મુસલમાની સલતનતના કઠોર પીડનથી હિંદુ ઓનો પોતાના શાસ્ત્રપરનો વિશ્વાસ ડગમગી ગયો એ વાત ખરી, અને આજે પણ માત્ર આ દુનીઆનાજ સુખ જોનાર યૂરોપીઅન સુધારાના પ્રવાહથી હિંદુઓની વિશ્વાસભૂમિ દીવસે દીવસે ક્ષીણ અને શિથિલ થતી જાય છે એ પણ ખરૂ, છતા હિંદુઓએ વેદપરનો પોતાનો વિશ્વાસ બિલકુલ ઉઠાડી નાખ્યો નથી, અને કદી ઉઠાડી નાખશે એમ લાગતુ પણ નથી

વેદના મૂળને લીધે શાસ્ત્રનુ શાસ્ત્રપણુ છે તેથી અમુક શાસ્ત્રનો જેટલે દરજ્જે વેદ ઉપર આધાર તેટલે દરજ્જે તેને આદર મળે અને. જે શાસ્ત્રને જેટલે દરજ્જે વેદનો આધાર ન હોય તેટલે દરજ્જે તે અશાસ્ત્ર ગણાઈ, અગ્રાહ્ય તરીકે લેખાય છે શાસ્ત્રની પ્રમાણુતા અથવા તો અપ્રમાણુતા બન્નેનો આધાર

તેના વેદમૂલકત્વ ઉપર રહેલો છે, ત્યારે પછી જ્યાં જ્યાં શાસ્ત્રમાંજ શાસ્ત્ર વિરૂદ્ધ વાત આવે ત્યાં ત્યા તે વાત વેદને આધારે કહેવાએલી છે કે કેમ તેજ માત્ર જોવામાં આવે તો તેમાં હરકત શી? મહર્ષિ વ્યાસે કહ્યુ છે કે "* શ્રુતિસ્મૃતિમાં પરસ્પરવિરોધ હોય, ત્યાં શ્રુતિને પ્રમાણ રૂપે ગણવી, અને સ્મૃતિ પુરાણમા વિરોધ હોય ત્યા સ્મૃતિને પ્રમાણ રૂપે ગણવી." પુરાણ કરતા સ્મૃતિ ચઢીઆતી, અને સ્મૃતિ કરતાં શ્રુતિ ચઢીઆતી, ત્યારે પછી શ્રુતિ એટલે વેદનું પ્રામાણ્યજ સર્વોપરિ કહેવાય એ સાબિત થાય છે કે નહિ? આ ઉપરથી એટલુ તો સિદ્ધ થાય છે કે વેદ તેજ હિંદુનું શાસ્ત્ર, અને તેથી હિંદુની પાસે વેદની અપેક્ષા કે શાસ્ત્રની અપેક્ષા કહો ત્હેનો એકજ અર્થ થાય છે.

શાસ્ત્રાપેક્ષા એટલે શું? અમુક વિષયની યોગ્યતા કે અયોગ્યતા, અમુક કામની કર્ત્તવ્યતા કે અકર્ત્તવ્યતા સબંધે શાસ્ત્રના અભિપ્રાયની દરકાર કરવી–તે અભિપ્રાયને ગણકારવો ત્હેનુ નામ શાસ્ત્રાપેક્ષા કુટુંબ યા સંસાર સબંધે ગમે તે અમુક કાર્ય અથવા પ્રથા–રીત રિવાજ–રીતસર હોય એટલુજ નહિ પણ ન્યાયસંગત એટલે વાજબી હોય–તો પણ જ્યાં સુધી શાસ્ત્રની નજરે જોતા તે શાસ્ત્રને અનૂકૂળ ન

* श्रुति स्मृति पुराणानां विरोधोयत्र दृश्यते ।
तत्र श्रौतं प्रमाणन्तु तयार्द्वये स्मृतिर्वरा ॥

હોય અથવા ત્હેને શાસ્ત્રનો આધાર ન હોય તો હિંદુ ત્હેને અગ્રાહ્ય અને અયોગ્ય ગણશે. આટલા માટે કોઇ અમુક સિદ્ધાંતનું પરિવર્ત્તન યા પ્રચલન કરવા માટે કોઇ અમુક સામાજિક વિધિના પ્રવર્ત્તન અથવા વિચ્છેદને માટે હજારો યુક્તિઓનું અવતારણ કરીને પણ હિંદુ શાસ્ત્રનો અપેક્ષીત બને છે. શાસ્ત્રની આ રીતની અતિશય દરકાર તે હિંદુ પ્રકૃતિનું એક સાધારણ લક્ષણ છે.

આ શાસ્ત્રના અપેક્ષિતપણાનું નિદર્શન હિંદુસ્તાનના ધર્મ અને સમાજસુધારાના ઇતિહાસમાં ઠેકાણે ઠેકાણે થાય છે. આપણા દેશના સુધારકો અને આચાર્યો સઘળાજ આ શાસ્ત્રાપેક્ષિતાનું અનુસરણ કરતા ચાલ્યા છે એટલુંજ નહિ પણ જાણે તેનું અનુસરણ કરતા હોય એવો દેખાવ આપતા રહ્યાછે. ભરતખંડમાંથી જે વખતે વેદનો પાઠ ઓછો થવા માંડયો, બાદરાયણના બ્રહ્મસૂત્રે વેદાન્તનું નામ ગ્રહણ કરી, વેદની ખાલી પડેલી જગા લીધી, અને વેદનાં માન અને પ્રતિષ્ઠા વેદાન્તને મળવાં લાગ્યાં, તે વખતે દેશના સુધારકોએ વેદને બદલે વેદાન્તનો આધાર લેવા માંડયો. એટલુંજ નહિ પરંતુ દરેકે પોતાનાં સિદ્ધાંત તથા પ્રનાલીનું મૂળ વેદ છે, એ વાત પ્રતિપાદન કરવા કમર કસેલી, અને દરેકે વેદાન્તની સૂત્ર માળાને ગમેતેમ મારીમચડી પોતાના મતને અનૂકૂળ બનાવવા માંડેલી, તેથી વેદાંતનાં જુદાં જુદાં ભાષ્ય પ્રસિદ્ધ થવા

માંડયાં. વેદાન્તને નામે જુદા જુદા મત ચાલવા લાગ્યા શંકરે વેદાન્ત લઇનેજ અદ્વૈતવાદની સ્થાપના કરી, રામાનૂજે વેદાન્તનો આધાર લઇનેજ વિશિષ્ઠાદ્વૈતવાદ સૂચવ્યો, અને મધ્વાચાર્ય વગેરે બીજા આચાર્યોએ પણ વેદાંતને નામેજ પોત પોતાના સંપ્રદાય ચલાવ્યા. છેવટ શંકર તે સાક્ષાત સરસ્વતીનો અવતાર ગણાયો, અને પાંડિત્યની પ્રચૂરતાને લીધે રામાનુજ એક અસાધારણ માણસ તરીકે ગણાયો, પરંતુ શું શંકર કે શું રામાનુજે જો શાસ્ત્રની અપેક્ષા ન કરી હોત, શાસ્ત્રનો આધાર ન લીધો હોત તો તે એક શબ્દ સરખો કહેવાનું સાહસ કરી શકત નહિ. ભરતખંડ બહુ વિચિત્ર ભૂમી છે, હિંદુની પ્રકૃતિ બહુ રહસ્યમય (ન સમજાય તેવી) છે. કારણ, કહો તો વારૂ, આ આર્યભૂમિમાં શાસ્ત્રના આધારનો ઝુંડો ખાધે ન લીધો હોત, વેદ વેદાંતનું નામ સરખું ન લીધું હોત તો કોઇ પણ સુધારક કાઇ કરી શકત ખરો ? કહો વારૂ, અશોક અને શિલાદિત્યના જેવા ચક્રવર્તિ રાજાઓના મહેલની માળાઓથી પરિપુષ્ટ અને તેમના મુકુટની છાયા નીચે વૃદ્ધિ પામેલો બૌધધર્મ ભરતખંડમાંથી કેમ ઉપડી ગયો ? કહો વારૂ, બ્રાહ્મસમાજના સ્થાપક રામમોહનરાય, યૂરોપીઅન વિદ્યાઓ શિખ્યા હોવા છતા તેમણે પણ શાસ્ત્રનો આધાર કેમ લીધો ? રામમોહનરાયના અનુવર્તી બ્રાહ્મવર્ગનો વિચાર પોતાના સિદ્ધાંતનો આધાર સહજ જ્ઞાન

અથવા સ્વેચ્છાવાદપર રાખવાનો હોત તો પણ એ પોતે સારી રીતે સમજતા હતા કે માત્ર સહજજ્ઞાન ઉપરજ આધાર રાખવો સલામતી ભરેલો નથી તે સારી રીતે જાણતા હતા કે માત્ર સહજજ્ઞાન અથવા તો આત્મપ્રત્યય ( એટલે કે મનની ખાતરી કરી આપવી તે )નીજ મદદ લેવાથી આ દેશમા ધર્મસબધી કાઇ પણ કાર્ય થઇ શકશે નહિ તેને ખરી ખાતરી હતી કે કેવળ યુક્તિવાદનો આશ્રય લીધાથી આર્યાવર્ત્તનો બગડેલો ધર્મ યા બગડેલી સમાજ સુધારી શકાશે નહિ આ કારણથી શાસ્ત્રના આધારનુ નિશાન ખાધે લઇ, ઉપનિષદ્ વગેરેના પ્રચારરૂપે શાસ્ત્રનો આધાર લઇ તેહેનાપર (બગાળામા) બ્રહ્મવાદ સ્થાપવાનો પોતે પ્રયત્ન કર્યો આવા આવા સબબથી એમ્નુ તો નક્કી થાય છે કે શાસ્ત્રાપેક્ષિતા એ હિંદુ સુધારકનુ એક જરૂરનુ લક્ષણ છે.

હવે સન્યાસની વાત લઇશુ સન્યાસ શબ્દનો ધાતુ પ્રમાણે અર્થ ગમે તે હોય તોપણ આપણે તો સન્યાસ એટલે સત્યમા તલ્લિન થઈ જવુ એવુજ સમજીશુ બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા એ એક સત્ય છે એ સત્ય પ્રમાણે સન્યાસીને જેમ જગતનો સઘળો સબધ ત્યાગ કરવો ઘટે છે તેમ બ્રહ્મરૂપી સત્યમા તદ્ગત-એકાકાર થઇ જવુ ઘટે છે એક માણસે બીજાને પોતાના ભાઇ તરીકે ગણવો જોઇએ, એ વાત જો સાચી હોય તો પછી સન્યાસીએ તો મનુષ્ય માત્ર

તરફજ ભ્રાતૃભાવ રાખવો જોઇએ. શું માણસ કે શું પશુ, કે શું પક્ષી. ચેતન અને અચેતન, સ્થાવર અને જંગમ, આખી પૃથ્વી, સેંકડો પૃથ્વીઓથી વીંટળાએલું સમસ્ત બ્રહ્માંડ, તે એક, અનન્ત અને અવિચ્છિન્ન શકિત યોગથી ઘડાઇ રહેલું છે, ચાલે છે, અને જીવતું રહે છે. એને પણ એક સત્ય તરીકે માનીએ તો સન્યાસી પછી એ સત્યમાં તન્નિષ્ઠ થઇ, બ્રહ્માંડમાં રહેલી હમેશની વસ્તુને એક અને અવિચ્છિન્ન દૃષ્ટિથી જોઇ શકે છે. આવી રીતનુ સત્ય જે હોય તેમાં સન્યાસી તલ્લીન થઇ રહે છે.

સત્યમાં તલ્લીન થઇ જવુ તેનું નામ જ્યારે સન્યાસ કહેવાય ત્યારે સન્યાસ વિનાનું જીવન સત્યનું સાક્ષિસ્થળ થઇ શકે નહિ, એટલે કે સત્યને જોઈ શકે નહિં, એ કહેવાની જરૂરજ નથી, અને જીવન જો સત્યનુ સાક્ષિસ્થળ થાય નહિ તો પછી તે જીવનદ્વારા સત્યની સ્થાપના પણ થાય નહિ. કોઇ પૂછશે કે સુધારાની કથાનો ખરો અર્થ શું છે તે વિશે કોઇએ કદી કાંઈ વિચાર કર્યો છે ? ધર્મનો સુધારો, સંસાર સુધારો, રાજનીતિયુકત સુધારો, વગેરે જાતજાતના સુધારાને સંબંધે મનુષ્ય જાતિએ સેંકડો વરસો થયાં જે કોલાહલ કરી મૂકયો છે, તેનું મૂળ કારણ શુ, એમ કોઇ પ્રશ્ન કરશે, તે વિશે પણ કોઇએ કાંઈ ચિંતવન કર્યું છે ? સત્ય એજ આ વિશ્વબ્રહ્માંડનો સેતૂ–સત્ય એજ મનુષ્યસમાજનું બંધન–

સત્ય એજ મનુષ્ય જીવનના વિકાશ અને ઉન્નતિનો એક માત્ર આધાર છે, એટલુ આ નાના સગ્ખા નિબધમા ખાસ કરીને કહેવામા ન આવે તો પણ વાચનાર જાણી શકશે કે જ્યારે એ બધન શિથિલ થાય છે ત્યારે નસારનુ બધન પણ તૂટી જાય છે એ આધાર જ્યારે ડોલવા માડે છે, ત્યારે જીવન પણ બગડવા માડે છે એવી રીતના તૂટ અને બગાડથી અથવા તો શિથિલ, બધન વગરની નમાજ અને બગડેલા જીવનની થતી એક બીજાપરની અસરને લીધે ધીમે ધીમે મ્હોટી આફત આવી પડવાની શરૂઆત થાય છે, માણસની સસારમાથી શાતિ અતર્ધાન થાય છે, સાના માઠાની દરકાર ન કરતા માણસ ઇષ્ટને બદલે અનિષ્ટનો આશ્રય લે છે, અને પછી ઘર, કુટુબ, સમાજ આખુ જીવન તોફાની પવનને લીધે ડોલતા વહાણની માફક વિનાશ તરફ ધસડાઇ જાય છે. આ વખતે એ ઘોર આપત્તમાથી માણસનુ રક્ષણ કોણ કરી શકે ? કયો ઉપાય કરી માણસ પોતે એ વિનાશમાથી સમાજને અને પોતાના જીવનને બચાવી શકે ? એ ઉપાય, તે સત્યની પુન સ્થાપના અથવા સુધારો અને સુધારો અને સત્યની પુન સ્થાપના એ બે એકજ છે એવા માટે સુધારક એવી બગડેલી સમાજની છાતીપર એવા વિકૃત અને બગડેલા જીવનની મધ્યમા સત્યનો મુદ્ગર્દ્દઢ હાથમા લઇ પ્રગટ થાય છે, અને પોતાના જીવનને સર્વાશે સત્યના સાક્ષીરૂપે સ્થાપી

સત્યની પુન સ્થાપના કરી એ વિકૃત અને વિપન્ન સમાજને સુધારવાના સકલ્પથી અગ્રેસરપણુ લે છે

આપણા દેશમા કહીં કહી એવા બે ચાર જણ જોવામા આવે છે કે જેઓ સત્શિક્ષાને પ્રસાદે જરા આગળ પડેલા હોય, અથવા તો પોતાના જીવનના લક્ષ્ય સબધે પ્રયાસ કરતા હોય, અને તેથી બીજા દશ પદર કાર્યોમા સમાજનુ હિત એ પણ એક કાર્ય ગણી, પોતે પણ કાઈ કર્યુ છે એવી ગણત્રી કરતા હોય, પરતુ માત્ર આટલાથીજ તેઓ સુધારકનુ પદ મેળવવાને લાયક કહેવાય નહિ કદી એક બે એવા પણ નરો જોવામા આવે છે કે જેઓએ પોતાની પ્રતિભા અથવા મનસ્વિતા સબધે જન્મથીજ કોઇ અસાધારણ રીત પ્રાપ્ત કરી હોય છે, જેઓ પોતાનુ કર્તવ્ય કરતી વખતે વીરના જેવી શકિત અને સામર્થ્યથી અગ્રેસર થાય છે, જેઓ પોતાના દેશની દુર્ગતિ અથવા સમાજમા ચાલતી કોઇ એક કુરીતિને દૂર કરવા પોતાનુ સામર્થ્ય, પોતાનુ ધન સુદ્ધા અર્પણ કરે છે, અને તેથી અગ્રેસરપણુ પ્રાપ્ત કરે છે પરતુ તેથી પણ તેઓ હિંદુ સુધારક કહેવાય નહિ તીક્ષ્ણ બુદ્ધિ ઉજ્વળ પ્રતિભા માનસિકશકિતનુ બળ, પોતાની જાતપર મમતા, અને તે મમતાની ખાતર સ્વાર્થનુ વિસર્જન કરવા તત્પરતા, વગેરે કેટલાક સદ્ગુણો હિંદુ સુધારકમા હોવાની આવશ્યકતા છે, પરતુ ઘણી આવશ્યકતા નથી ભારતભૂમી જે વાતની સાક્ષી

પૂરે છે, ભારતનું વાયુમંડલ ચારે તરફ જે કથાનો પ્રચાર કરે છે, અને ભારતના આભૂષણ રૂપી ગંગા જમનાની યુગ યુગવાહિની તરંગમાળા પ્રતિધ્વનિ રૂપે જે વાર્તા કહે છે તે તો એ છે કે, વિના સન્યાસે, વિના વૈરાગ્યે, આર્યાવર્ત્તમાં સુધારકની પદવી મળી શકતી નથી. એટલાજ માટે ભારતનો શકર સન્યાસી હતો, રામાનુજ સન્યાસી હતો, અને નદીયાનો શ્રીગૌરાંગ પણ સન્યાસી થઇ તેજ ભારતનો સુધારક થએલો. માટે એટલું પણ નક્કી થાય છે કે શાસ્ત્રાપેક્ષિતા માફક સન્યાસ એ પણ હિંદુ સુધારકનું એક જરૂરનું લક્ષણ છે.



## દયાનન્દ સુધારક ખરા કે નહિ?

આ પ્રશ્નનો વિચાર કરતાં પહેલાં એ જોવું જોઇએ કે દયાનન્દ હિંદુઓને બરાબર જાણી શકયા હતા કે નહિ: સ્થૂળને બદલે સૂક્ષ્મ તરફ જવું, લક્ષ્યને અનુસરવું, એ જે હિંદુઓની પ્રકૃતિ છે, તે પ્રકૃતિનો મર્મ એમને હાથ લાગેલો કે નહિ? એના જવાબમાં એટલુંજ કહીશું કે દયાનન્દનાં વિચાર, વ્યાખ્યા, ભાષણ, શાસ્ત્રાલોચન, એકે અવાજે દર્શાવે છે કે હિંદુ પ્રકૃતિથી પોતે જેવા સુપરિચિત હતા, તેવાજ હિંદુ જીવન અને હિંદુ સમાજના યથાર્થ મર્મથી જાણીતા હતા. આ ઉપરાંત આપણી અધોગતિ પામેલી જાતીનો ઉદ્ધાર

કરવાના વિચારથી જે જે રસ્તા તેમણે પકડેલા તે સઘળા રસ્તા હિંદુપ્રકૃતિને અનુકૂળ આવશે એમ સમજીનેજ પકડેલા, તે પણ આપણાથી સમજી શકાય છે. આ ઉપરથી, સાબિત થાય છે કે હિંદુ કોણ એ તત્ત્વ પૂરેપૂરી રીતે દયાનન્દ સમજતા હતા, માટે હવે એજ જોવાનું રહ્યું કે સુધારકને અંગે અત્યાર પહેલાં જે જે લક્ષણ આપણે જોયાં તે તે લક્ષણ એ મહાપુરૂષમાં હતાં કે નહિ ?

પહેલું લક્ષણ પોતાની જાતિને ઓળખવું તે. દયાનન્દના જેવા પોતાની જાતિને ઓળખતાં માણુસ બહુજ થોડાં હોય છે. હિંદુજાતિ અને હિંદુપ્રકૃતિ સાથે બહુ ગાઢ સંબંધથી પોતે જોડાએલા હતા. હિંદુ સમાજના ઉંચામાં ઉંચાથી તે નીચામાં નીચા સ્તર સુધી બધેજ તેમની ગતિ પહોંચી ગઇ હતી. કારણ જેમ મેવાડ ને મારવાડના મહારાજાઓ તેમને આમંત્રણ આપતા હતા તેમજ ગરીબમાં ગરીબ માણુસને ઘેર જઇ તેઓ ધર્માલાપ કરતા હતા પોતે સન્યાસી હતા છતાં આજ કાલના સન્યાસીઓ માફક તેમની દૃષ્ટિ સાંકડી તથા એકજ પ્રદેશ તરફ જોઇ રહેનારી ન હતી. છેવટ છેવટ, હિંદુ જીવનના સઘળા ભાગ ઉપર તેમણે પોતાની દૃષ્ટિ વિસ્તારી હતી. કોઇ શહેરમાં અથવા જે જગાએ ઘણાં માણુસોનો વાસ હોય ત્યાં તેઓ રહેતા નહિ (દયાનન્દ ઘણું ખરૂં એકાંતવાસજ પસંદ કરતા ). લોકોની જોડે બહુ સબં-

ધમાં આવવું તેમને ગમતું ન હતું, તોપણ લોકચરિત્રનું જ્ઞાન મેળવવા સંબંધે તેમને કોઈ રીતનો એ બાબતને લીધે પ્રતિબંધ થતો નહિ. કારણ જે જગાએ પોતે જઈ રહેતા તે જગા લોકોની મેદનીથી પરિપૂર્ણ થઈ જતી. તેઓ જો નગરની બહાર આવી મુકામ નાંખતા, તો લોકો નગર છોડી ત્યાં જઇ ઉતરતા. તેઓ જો એકાંત, નિર્જન સ્થળમાં ઉતરતા, તો તે એકાંત સ્થળમાં કોલાહળ થઈ ઉઠતો. તેઓ જો ગંગાને કિનારે કિનારે ચાલતા જતા, તો ગંગાનો કિનારો પણ લોકોનાં ટોળાંથી ભરાઇ જતો. કોણ જાણે એમના ચરિત્રમાં કઇ જાતની આકર્ષણશક્તિ હતી કે જેથી એમના આવવાની વાત સાંભળતાંજ શું શત્રુ કે શું મિત્ર, શું પંડિત કે શું મૂર્ખ સૌ તેમને જોવા તથા સાંભળવા દોડતાં* એટલું તો નિઃસંદેહ કહી શકાય કે જે દીવસથી દયાનન્દ સરસ્વતીએ ભરતખંડમાં સુધારક તરીકે દેખા દીધી, તે દીવસથી તે છેક અન્તના દીવસ સુધી–એક દીવસ પણ એવો નહિ ગયો હોય કે જ્યારે ઓછામાં ઓછા સો લોક એમની આસપાસ ભરાઈ બેઠા ન હોય, અને એવી મંડળીની શંકાનું સમાધાન કરવામાં રોજના પાંચથી છ કલાક જતા નહિ હોય. માટે પોતાની એટલે હિંદુ જાતિની રીતી પ્રકૃતિ ઉત્તમ રૂપે જાણ-

---

*બરેલીમાં અંગરાજ ભાગે સ્વામીજીને શાસ્ત્રાર્થ થયો તે વખતે એટલી મેદની મળેલી કે દુકાનદારોને ત્યાં દુકાનો ખોલેલી. આ વાત બરેલીના કોઈ શ્રીકિસન મનુષ્યે ગ્રન્થકારને કહેલી.

વાનો તેમને સહસ્રગણો સુયોગ હતો એ પણ સારી રીતે સમજવામાં આવશે.

જેમ ગૃહસ્થને તેમ વેરાગીને પણ દયાનન્દ સારી રીતે ઓળખતા હતા. પોતે જાતે વિરક્ત (સન્યાસી) હતા તેથી દંડિ, પરમહંસ, વેરાગી, બ્રહ્મચારી, અબધૂત, ઉદાસિ, સૌને સારી રીતે જાણતા હતા, અને તેમની રીતિ, નીતિ, સાધન, સંપત્તિ સંબંધે પણ તેમને સંપૂર્ણ જ્ઞાન હતું તે સિવાય વળી જ્યારે ઘર છોડી યોગ સિદ્ધ કરવાનું તપ કરવા માટે એક એક કરી અગીઆર વરસ કાઢી નાખ્યા-જ્યારે સિદ્ધપુરૂષોની શોધમા નર્મદાના તટથી તે હમેશ બરફથી ઢકાએલા અલકનન્દાના તટ સુધી તેમણે મુસાફરી કરી-ત્યારે કેટલી પ્રકારના સાધુઓનો એમને સમાગમ થયો હશે, તથા સાધુ સન્યાસીઓની રહેણીકરણીનુ કેટલુ પ્રચૂર જ્ઞાન એમને થયું હશે તે અત્રે વિસ્તારથી દર્શાવવાની જરૂર નથી. હિંદુસ્તાનમા ચાલતા જુદા જુદા સંપ્રદાયોનુ જ્ઞાન પણ તેમનામાં સાધારણ ન હતુ આપણા દેશના પ્રાચીન તથા અર્વાચીન સઘળા સંપ્રદાયોથી પોતે પરિચિત હતા. શાક્ત, શૈવ, બ્રાહ્મ, ખ્રીસ્તી, આસ્તિક, નાસ્તિક વગેરે સઘળા સંપ્રદાયોના સિદ્ધાંતોનુ તેમણે બારીકાઇથી અવલોકન કર્યું હતું, અને રામાનુજ, વલ્લભ, દાદુપંથ, અને નાનકપંથ પાળનારાઓ સમક્ષ ઉભા રહી વૈદિક ધર્મની જયધ્વજા પોતે ઉરા-

ડેની હતી ભરતખંડના શાસ્ત્રીઓની સ્થિતિની પણ તેમને સારી રીતે ખબર હતી ઘણી જગાઓના શાસ્ત્રીઓ પાને તો પોતે અભ્યાસ કરેલો, એ સિવાય પોતે પણ શાસ્ત્રમાં એક્કો હતા પોતાના સમયનો કોઇ પણ બંગાળી, પંજાબી, મહારાષ્ટ્રનો કે મધ્યદેશનો એવો પ્રખ્યાત શાસ્ત્રી કે પંડિત નહિ હોય કે જેને તેમણે શાસ્ત્રસંગ્રામમાં પોતાની સામે ઉભા રહેવાને કોઇ નહિ તો કોઈ વખત આમંત્રણ નહિ આપ્યું હોય એવું કહે છે કે શાસ્ત્રાર્થની રણભૂમીમાં ઉભા રહી જે જે જુદી રીતે પંડિતો સાથે લાંબા વખત સુધી વાદ પ્રતિવાદ પોતે કરતા, તેવા પ્રકારની શક્તિ માત્ર શંકરાચાર્ય સિવાય હિંદુસ્તાનના કોઇ બીજા આચાર્યમાં જોવામાં આવી નથી, માટે એ પણ સાબિત થાય છે કે, પોતાના દેશના શાસ્ત્રી તથા પંડિતોની અવસ્થા તથા પ્રકૃતી સંબંધે તેમનું જ્ઞાન બહુ અસાધારણ પ્રકારનું હતું ટૂંકામાં, આ રીતે જેણે વિશાળ હિંદુ જાતિના સઘળા વિભાગનું અવલોકન કરેલું, જેને બ્રાહ્મણ, શૂદ્ર, પંડિત મૂર્ખ, ગરીબ તવંગર, અને ગૃહસ્થ તથા યોગી, વગેરે સઘળી જાતના હિંદુઓની અવસ્થાની પૂરેપૂરી માહીતી હતી, તે ઉપરાંત સંસ્કૃત સાહિત્ય જે હિંદુ જાતિનું પોતાનું સાહિત્ય ગણાય છે, તે સાહિત્યનો પહેલેથી છેલ્લે સુધી જેણે અસાધારણ અધિકારથી અભ્યાસ કરી, હિંદુ પ્રકૃતિના ઇતિહાસ તથા તેના ક્રમવિકાશનો અક્ષરે અક્ષર

પાઠ કરેલો, તે પોતાની જાતિને જાણનાર બીજા મનુષ્યોમાં અગ્રેસર થવાને પુરેપુરો લાયક ગણાય, તેમાં સંદેહ શો ? આ ઉપરથી જણાશે કે દયાનન્દનું સ્વજાતિજ્ઞાન જેટલું ગંભીર તેટલુંજ વિશાળ હતું.

બીજું લક્ષણ સ્વજાતિપ્રિયતા સ્વજાતિજ્ઞાન પ્રમાણે દયાનન્દમાં સ્વજાતિપ્રિયતા પણ ઘણી હતી. દયાનન્દ માત્ર સ્વજાતિપ્રિય હતા એટલું કહેવાથી તેમના એ લક્ષણનો પૂરેપૂરો વિચાર નહિ આવી શકે જેને સ્વજાતિપ્રાણ કહે છે, તે દયાનન્દ હતા. પોતે હિંદુપ્રાણ હતા છતાં વ્યવહારમાં હિંદુ શબ્દ વાપરવાની બહુ વિરૂદ્ધ હતા. પોતે હિંદુ શબ્દ કદી બોલવામાં યા લખવામાં વાપરતા નહિ અને કોઈ વાપરે તો તે કબૂલ રાખતા નહિ. કારણ હિંદુ એ શબ્દ આપણને ગ્લાની ઉપજાવનારો-તથા આપણી મર્યાદાનો નાશ કરનારો છે. આપણા દેશના મુસલમાન વિજેતાઓએ પોતાના મનમાં આપણે માટે જે અતિ ઘણો ધિક્કાર અને વિદ્વેશ હતો, તે દર્શાવવા માટે એ શબ્દ વડે આપણને સંબોધેલા.* તેથી પોતે

---

* જો કે મુસલમાનોના અધિકાર પહેલાના બીજા પરદેશી ગ્રંથકારોના ગ્રંથમાં હિંદુસ્તાનવાસીઓને હિંદુ કહેલા છે, તોપણ એમાં તો કશો શક નથી કે મુસલમાની અમલ થયા પછી, ફારસી ભાષાનો હિંદુ શબ્દ, ગુલામ અને એવાજ નોકરોનો ભાન મનાવવાને ઉપયોગી થયો છે.

તો વિચાર, વ્યાખ્યાન અથવા તો પુસ્તક, કોઇ પણ જગાએ આર્ય શબ્દ સિવાય બીજો વાપર્યોજ નથી. હિંદુના કલંકની વાત સાંભળી દયાનન્દ કંપી ઉઠતા, હિંદુની દુર્ગતિ, દુર્દશાથી પોતે મરવા પડતા. એ સંબંધમાં અજમેરમાં પ્રસિદ્ધ થતા રાજસ્થાન સમાચારના અધિપતિએ કહ્યું છે કે, " હમે દયાનન્દના જેવા હિંદુને ચહાનાર બીજા માલુમ જોયા નથી. હિંદુ જાતિની આફત યા તેના પર આવતા કલંકના સમાચાર સાંભળી તેમના મનને એટલો કલેશ થઇ આવતો અને એ આફત યા કલંક કોઈ રીતે દૂર કરી શકાશે કે નહિ તે સંબંધમાં એટલી બધી ચિંતામાં પડી જતા કે જાણે પોતે જાતેજ કાંઇ મોટી આફતમાં આવી પડયા હોય એવુ લાગતુ."

દયાનન્દની સ્વજાતિપ્રીતિનું લક્ષણ માત્ર એક બે બાબતને અંગેજ દેખાઇ આવતું હતું એમ ન હતું. વખત આવે, શિક્ષા કે સભ્યતા, શિલ્પ કે સાહિત્ય, ખેતીવાડી કે વેપાર, હિંદુને લગતુ જે જે હોય તે સઘળાનું રક્ષણ કરવા, તે સર્વની ઉન્નતિ કરવા માટે તેમની અકૃત્રિમ પ્રીતિનો પ્રવાહ વહ્યા કરતો. રોગથી પીડાતી અને મૃત્યુની નજદીક આવેલી જાતિને એક વિચક્ષણ ચિકિત્સક રૂપે હિંદુસ્તાનમાં દેખાવ દઇ, દયાનન્દે તેનો ઉત્સર્ગ પોતાની ચિકિત્સા શક્તિવડે કર્યો છે, એ વાત તો સિદ્ધ છે, પરંતુ કોઇ એમ સવાલ પૂછશે કે આ ચિકિત્સા

કાર્યમા કોઇ પરદેશી પાસેથી પણ એઓ ઓષધ વગેરે લાવેલા કે કેમ? હિંદુ જાતિના ઉપધર્મનો કિલ્લો સર કરવા બહાદૂર લડવૈયાની માફક લડવાની તેમણે સર્વ સામગ્રી તૈયાર કરેલી, પરતુ તે તૈયારી માટે તેમણે કોઇ પરદેશી પાસેથી અસ્ત્રશસ્ત્ર લીધેલા કે કેમ? આનો જવાબ બગાળાના એક વિચારશીલ અને પ્રાચીન લેખકે યથાર્થ રીતે આપ્યો છે કે -" આશ્ચર્યની વાત એ છે કે તેમણે મૂર્તિપૂજાની વિરૂદ્ધ આખી ઉમરભર લઢાઇ કરી, ભરતખડની ચારે દિશામાથી એકે દિશામા આર્યધર્મની ધજા ન ફરકતી હોય એવુ રાખ્યુ નથી, છતા પોતાના અસ્ત્રશસ્ત્ર તથા બીજા સાધનો તેમણે પૂરાતન ભારતના દુર્ભેદ્ય કિલ્લામાથી લીધેલા એ તેજસ્વી બ્રાહ્મણ કોઇ પણ વિષયમા જરા જેટલો પણ કોઇ પરદેશીનો દેવાદાર થયો નથી વિદ્યા બુદ્ધિ, પ્રચાર પદ્ધતિ, ચરિત્ર સગઠન, કોઇ પણ બાબતમા ભારતના નિડર આર્યસતાન સિવાય બહારનુ કોઇજ લક્ષણ તેમનામા જોવામા આવતુ નથી " * આ તેમની સ્વજાતિપ્રીતિનુ શુ અતિ ઉજ્જ્વળ લક્ષણ ન કહેવાય?

ત્રીજુ રક્ષણ કરવુ, એ દયાનન્દના સુધારાની પ્રણાલીનો મ્હોટામા મ્હોટો આધાર હતો, અને તેટલા માટે કોઇ પણ બાબત મૂળ સુદ્ધા કાઢી નાખી ત્હેનુ પરિવર્તન કરી, ફરીથી

* તત્ત્વબોધિની પત્રીકા વૈશાખ, શાકે ૧૮૦૮.

લોકને નવી કરવા પોતે ચહાતા નહિ. પોતે ખાત્રીથી જાણતા હતા કે હિંદુધર્મના વિશાળ ભંડારમાં ઢગલે ઢગલા કચરો ભેગો થયો છે, છતાં તેટલા માટે સર્વ શાસ્ત્રને ઉડાવી દેવા તેમની ઈચ્છા ન હતી. પોતે બહુ સારી રીતે સમજતા હતા કે ઘણી કુરીતિઓ તથા કુચાલથી હિંદુઓનો આશ્રમધર્મ બગડી ગયો છે, છતાં તેટલા માટે તેમણે વર્ણાશ્રમનો ધર્મ એકદમ ઉખેડી નાંખવા માંગેલો નહિ. પોતે સદા એમજ કહેતા કે જેટલો કચરો હોય તેટલો ફેંકી દો, જેટલી નામોશી હોય તેટલી સાફ કરી નાંખો, જેટલો કુચાલ હોય તેટલો કાઢી નાંખો; તેટલું થશે તો હિંદુ પોતાનાં શાસ્ત્ર અને સમાજનું રક્ષણ તથા ઉન્નતિ કરવા માટે કમર બાંધી તૈયાર થઈ ઉભો રહી શકશે. દયાનન્દ બ્રહ્મોપાસનાની તરફેણમાં હતા, છતાં નવું બ્રહ્મ મંદિર સ્થાપવા તેમની મરજી ન હતી. એ બાબત વિષે કોઈએ તેમને પૂછેલું તેના જવાબમાં પોતે કહેલું કે, " હિંદુસ્તાનમાં ઠેકઠેકાણે જે શિવ મંદિર અને જે દેવમંદિર છે, તે બધામાંથી મૂર્તિઓ કાઢી લો, અને એ મૂર્તિ રહિત મંદીરમાં બ્રહ્મોપાસનાની વ્યવસ્થા કરો." દેશમાં જેનાથી વૈદિક ધર્મ પ્રચારકની સંખ્યામાં વધારો થાય, તે કરવા માટે દયાનન્દની હમેશ પ્રબળ આકાંક્ષા રહેતી, છતાં પણ તેમાં એકદમ નવાં માણસો આણી તેમના વડે એવી મજબૂતી મેળવવા તેમની ઇચ્છા ન હતી. પોતે કહેતા કે, "પ્રચાર કાર્ય માટે હિંદુ-

સ્તાનમા લોકો ઓછા મળે એમ છે શુ ? જે બધા અશિક્ષિત અને માત્ર પેટનીજ પૂજા કરનારા સન્યાસીઓ અહિં તહિં રખડી પોતાનુ પૂરૂ કરે છે, તેમને પકડી લાવો, યોગ્ય શિક્ષણ આપો અને પછી તેમને પ્રચારકનુ કાર્ય સોપો ” વધારે તો શુ કહેવુ, શરૂઆતમા આર્ય સમાજ સ્થાપવા પણ દયાનન્દ ઇચ્છાવાન ન હતા

આ વિષય ઉપર આટલો વિચાર કર્યા પછી, હમને એમ લાગે છે કે જો બ્રાહ્મસમાજના કારભારીઓએ વેદને માન્યો હોત, વેદનુ પ્રાધાન્ય કબૂલ રાખી પછી આગળ વધવાનુ રાખ્યુ હોત તો વખતે દયાનન્દ એક સ્વતન્ત્ર સમાજ (આર્યસમાજ) સ્થાપતજ નહિ એ બાબત વિશે ત્હેમની જોડે વિચાર કરવા માટે એઓ કદી નારાજ હતાજ નહિ ઇ સ ૧૮૭૪ ના ડીસેમ્બરમા મુબઇથી અમદાવાદ જવાનુ જ્યારે એમને આમન્ત્રણ આવેલુ, ત્યારે ત્યા જઇ ત્યાની પ્રાર્થનાસમાજના ચાલકોની માગણીને માન આપી, સમાજની વેદી પરથી પોતે કેટલાક વ્યાખ્યાન આપેલા તેમા પણ તેઓ ઉપલી વાતનો ઇશારો કરતા ભૂલી ગયા ન હતા રા૦ બા૦ ભોળાનાથ સારાભાઇ તથા રા૦ સા૦ મહીપતરામ રૂપરામ તે વખતે અમદાવાદ પ્રાર્થના સમાજના ચાલક હતા તેમની જોડે દયાનન્દે વાત કરેલી કે તમે પ્રાર્થના સમાજને આર્યસમાજ એવુ નામ આપો ભોળાનાથે એ બાબત પર

બહુ ધીરજથી વિચાર કર્યો અને પછી કહ્યું કે ' પ્રાર્થના સમાજ વેદનું પ્રમાણ સ્વીકારવા રાજી નથી તેમ વેદનું પ્રાધાન્ય પણ માનવા ખુશી નથી."* તેથી સમાજવાળાની પ્રાર્થનાસમાજે દયાનન્દની એ સલાહનુ કબૂલ રાખી નહિ થોડા વખત પછી દયાનન્દ ત્યાંથી રાજકોટ ગયા અને ત્યાંની પ્રાર્થનાસમાજ પાસે ઉપલી સલાહનુ રજૂ કરી ત્યાંના સભ્યોએ ઘણો વિચાર કરી એ સલાહનુ માન તથા બધી રીતે ગુણદાયક છે એમ જણાવ્યું, તે ઉપરથી વખત ન ગુમાવતા દયાનન્દે પ્રાર્થનાસમાજને ઉપાદાન લઈ - રાજકોટના રમણીય ક્ષેત્રમા આર્યસમાજનો પાયો નાખ્યો. +

ચોથું લક્ષણ સત્યનિષ્ઠ એ ગુણમા દયાનન્દ એક્કો હતા. ઈ. સ. ૧૮૬૯ ના નવેમ્બર, જ્યારે દયાનન્દ કાશીના આનન્દબાગમા રહેતા હતા—જ્યારે એમના ભાષણ વાણીની કાશીમા મ્હોટી ઉથલપાથલ થઈ રહી હતી—જ્યારે ત્હેમને હાર ખવડાવવા માટે કાશીના ચારે તરફ તૈયારી ચાલી રહી હતી—અને તેને માટે કાશીના પંડિતોની સભા વારંવાર મળતી

---

*Life of Rao Bahadur Bholanath Sarabhai P 7

+ ઘણાઓ—જેમા કેટલાક આર્યસમાજીઓનુ પણ એવું માનવું છે કે આર્યસમાજની પહેલ વહેલી સ્થાપના મુંબઈમા થયેલી એ હેવાલને પૂરેલી આર્યસમાજ રાજકોટમા સ્થપા

હતી ત્યારે કાશીના કેટલાક નામીચા પંડિતોએ આવી - એમને ખાનગી રીતે કહ્યુ કે -" સ્વામિજી ! તમે જે કહો છો તે બધુ ખરૂ છે છતા હમારા આની એ વિનતી છે કે મૂર્તિપૂજા વિશેનો તમારો આગ્રહ તમે છોડી દો, અને જો તમે તેમ કરશો તો હમે તમને શંકરાચાર્યનો અવતાર ગણી પૂજીશુ ' એ સાભળી દયાનન્દ તરત બોલી ઉઠયા કે -" હુ અત્રે અવતાર ગણાવા આવ્યો નથી હુ તો માત્ર સત્યની પ્રાર્થના કરનારો છુ ભરતખંડમા સત્યનો પ્રચાર થાય એજ મ્હારી અભિલાષા છે ' ઇ સ ૧૮૭૭ ની શરૂઆતમા જ્યારે દિલ્હી દરબારમાથી દયાનન્દે લાહોર તરફ પ્રયાણ કર્યું, અને ઉપરાઉપરિ વ્યાખ્યાન અને ભાષણોદ્વારા પંજાબના લોકોને વૈદિકધર્મ ઉપર આસ્થા બેસાડવા પ્રયત્ન આદર્યો ત્યારે ત્યાના એક પ્રતિષ્ઠિત પુરૂષે તેમના સહચારીઓ પાસે આવીને કહેલું કે -' તમે આ મૂર્તિપૂજા સબંધી આગ્રહ છોડી દેવા સ્વામિજીને વિનવો એ વાત જો પોતે છોડી દેશે તો જમ્મુના રાજા ઘણા ખૂશ થશે, અને તેમના કાર્યમા ઘણી મદદ કરશે " કહેવાની જરૂર નથી કે જ્યારે એ વાત દયાનન્દને કાને પડી ત્યારે તેમણે તરતજ જવાબ આપ્યો કે -મારે જમ્મુના રાજાને ખુશ કરવા કે વેદ-પ્રતિપાદિત બ્રહ્મને ખૂશ કરવા ? એવી વાત તમે હવે પછી મારી પાને બોલશોજ નહિ ! આ જગાએ એટલુ શુ ન કહેવાય કે જો દયાનન્દે મૂર્તિપૂજા વિરૂદ્ધનો

પોતાનો આગ્રહ કોઇ પણ રીતે છોડી દીધો હોત તો એકલા જમ્બુના મહારાજા તો શું પણ હિંદુસ્તાનના બીજા રાજા મહારાજા પણ એમના અનુવર્તી થયા હોત ? પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ચારે તરફના હિંદુઓએ એકે હાથે શ્રદ્ધા અને ભક્તિની મ્હોટી પુષ્પાંજલિ રેડી, તેમને એક મ્હોટા અવતાર રૂપે સ્વિકાર્યા હોત, અને શંકરાચાર્યથી ઉતરતા અથવા સમાન આસનપર તેમને બેસાડયા હોત ? પરંતુ મૂર્ત્તિપૂજા સંબંધે પોતાનો આગ્રહ તેઓ છોડી શકયા નહિ; કારણ મૂર્ત્તિપૂજા સત્યથી ઉલટી હતી, અને દયાનન્દનું સત્ય ચલિત થઇ શકે તેવું હતું નહિ.

પાંચમું: સત્યનો વિજયજ થશે એવો દયાનન્દને દૃઢ વિશ્વાસ હતો. એ વિશે વધારે ન કહેતાં એકજ વાત અત્રે જણાવીશું. દયાનન્દ જે વખતે ઘોર પીડાથી પીડાતા જોધપૂરથી આબુ પર્વતપર આવ્યા ત્યારે પીડા દીવસે દીવસે વધતી જતી જણાઇ, અને તેમના અનુચરો નિરાશ થઇ ગયા અને તેમને એવું લાગ્યું કે આર્ય્ય જાતીની આશાજ્યોતિનો એકદમ અકાળે લોપ થઇ જશે—આર્યાવર્ત્તનો ઉજ્વળ સૂર્ય સંધ્યા વખતના આકાશ પર ઉતરતાં પહેલાં અસ્તાચળ તરફ જવા માંડે છે, એવું લાગતાં, તેમના સહચર વગેરે સર્વે લોકો શોક ભરેલે હૃદયે દિવસપર દિવસ કાઢવા લાગ્યા. તે વખતે મુંબઇથી આવેલા એક કેળવાએલા અને ઉત્સાહિ માણસે સ્વામીજીની પાછળ આવી દિલગીરીથી તેમને પૂછ્યું કે " મહા-

રાજ! આપ તો જાઓ છે, પણ પછી આર્યાવર્ત્તની શી દશા થશે તે તો કહો!" દયાનન્દે કહ્યું, "નિરાશ ન થશો, વૈદિક ધર્મનો અગ્નિ જે બળવા માંડયો છે, તે હવે કોઇ પણ રીતે શમાવાનો નથી." આ ઉપરથી ખાત્રી થાય છે કે, એમને સ્પષ્ટ રૂપે ભાસી ચૂકયું હતું કે ભવિષ્યના સુદૂર ગર્ભમાં વૈદિક ધર્મનો જય અવશ્ય પડી રહેલો છે, એટલે કે જય થવાનોજ છે. આ સબબને લીધે, આવી સખત પીડામાં પણ સ્વામીજી આવો ચોખ્ખો જવાબ આપી શકેલા.

છઠ્ઠું આત્મવિલોપ આત્મવિલોપમાં તો દયાનન્દ એકોજ હતા. એમના જેવું એ લક્ષણ તો ભરતખંડના બીજા કોઈ પણ આચાર્યમાં જોવામાં આવ્યું નથી. વાચનાર, આ વાતનો વિચાર કરો કે જે દેશમાં માણસો વાતવાતમાં પરમેશ્વર થઇને બેસે, કામકોધને તાબે રહેનાર ક્રીતકિંકર હોવા છતાં, "शुद्धमपापविद्धम्" પરમેશ્વરની બરાબર પોતાને ગણાવી શકે, જે દેશમાં કર્કશકંઠ વાળા કાગડા કોયલની જગાએ, અને જે ભૂમીમાં શિયાળ વગર આપત્તિએ સિંહનું સ્થાન લઈ શકે, તે દેશમાં શું માત્ર તેની ઇચ્છા કરી હોત તો દયાનન્દ સરસ્વતી એક મહાન ઈશ્વરાવતાર તરીકે પૃજાતા નહિ ? તેમના જેવો નિષ્કલંક બ્રહ્મચારી, તેમના જેવો ત્યાગી, અને તેમના જેવો અસાધારણ તર્ક બુદ્ધીવાળો પુરૂષ, માત્ર આંગળી હલાવવાથીજ શું આટલા બધા અવતારોમાંથી એક તરીકે પોતાને ગણાવી શકત

નહિ ? જે દેશમા બેએક ભગવા લૂગડા, થોડી જટા, અને બેચાર સંસ્કૃત શ્લોકનો અભ્યાસ, એટલા સાધન વડે નવો પંથ સ્થાપવો શકય છે, તે દેશમા દયાનન્દ સરસ્વતી જેવા દિગ્વિજયી પુરૂષે શું જગ ચેષ્ટા પણ કરી હોત તો તે એક નવો પન્થ ન પ્રવર્તાવી શકત ? પરન્તુ અશાવતાર તો શું, પૂર્ણાવતાર તો શું, સમ્પ્રદાય પ્રવર્ત્તક તો શું, પણ આર્ય સમાજના અધિનાયક તરીકે પણ પોતાને ઓળખાવવા તેઓ રાજી ન હતા મુંબઈમા જ્યારે આર્યસમાજ સ્થાપિત થઈ ત્યારે ત્યાના કેટલાક સભાવિત સભાસદોએ સમાજના અધિનાયકનું પદ ગ્રહણ કરવા દયાનન્દને વિનતી કરી, ત્હેનો જવાબ પોતે આપ્યો કે " એ પદને હું લાયક નથી " ત્યારે તે લોકોએ ફરી પાછી વિનતી કરી, " કે તમે સમાજના સભાપતિ થાઓ " તે પણ તેમણે કબૂલ કર્યું નહિ, અને કહ્યું કે " જો તમો બહુજ આગ્રહ કરશો તો માત્ર હું સમાજનો એક સાધારણ સભાસદ થઈશ " એ પ્રમાણે બીજા સાધારણ માણસની માફક દયાનન્દ પણ આર્ય સમાજના એક સાધારણ સભાસદ થયા આર્ય સમાજના નાયક તો શું પણ દયાનન્દે ધાર્યું હોત તો પોતે એ સમાજના પ્રાણાત્મા થઈ શકત પોતે ધાર્યું હોત તો આર્ય સમાજ પર એકે હાથે રાજ કરી શકત, પણ પોતે તેમ કર્યું ? ના.

---

મુંબઈ આર્ય સમાજના સભાસ અને ટ્રસ્ટી રા. સુરદાસ ધરમશીએ આ લેખકને કહેલું કે જેટલા વર્ષ દયાનંદ રહ્યા તેટલા વર્ષ એઓ નિયમિત રીતે મુંબઈ આર્યસમાજના સભાસદ તરીકેનું પોતાનું લવાજમ મોકલતા હતા. વ્હેં સાંભળ્યું છે લાહોરની આર્યસમાજની વિનતીને પણ એજ પ્રમાણે નકારી પોતે માત્ર સભાસદ થએલા

આ સિવાય એક બીજી વાતનો સભાળથી વિચાર કરવાનો છે આર્ય સમાજ સ્થાપી, વેદ ભાષ્ય વગેરેનો પ્રચાર કરી, અને ભરતખંડના સુધારા માટે પોતાના શરીર તથા મનની દરેક શક્તિનો ઉપયોગ કરી દયાનન્દ કોઈ નવો મત પ્રવર્ત્તાવી ગયા છે કે શું. એ જોવાનુ છે. તેમણે કોઇ નવો સંપ્રદાય સ્થાપ્યો છે કે શુ, તે ધ્યાનમાં લેવાનું છે આનો જવાબ એ છે કે, ના ખરી રીતે જોતા દયાનન્દ કોઈ નવા સપ્રદાયના સ્થાપનાર નથી, તેમજ વિચાર કે ભાષણ કે વેદભાષ્ય કે બીજા કોઇ ગ્રથ યા કોઇ સિદ્ધાતનાં ખડનમડનમા, કોઇ પણ જગાએ એવા સ્થાપક તરીકે પોતાને ઓળખાવ્યા નથી. એટલુજ નહી પણ પોતાની મ્હોટાઇના જુસ્સામા ઘસડાઇ જઇ તે સબધે એક શબ્દ સરખો ઉચાર્યો નથી ઋગ્વેદાદિભાષ્યની ભૂમિકામા એક જગાએ પોતે લખ્યુ છે કે " આ ભાષ્યમાં મ્હારા પોતાના મગજમાથી કાઢી એક પણ વાત હુ લખીશ નહી. બ્રહ્માથી તે વ્યાસદેવ સુધીના મહર્ષિઓએ જે પ્રણાલી પકડી વેદાર્થ નિર્ધાર કર્યો છે, તે પ્રણાલીને અનુસરીનેજ હુ આ ભાષ્ય પણ લખીશ * " ટૂકામા, દયાનન્દના આખા જીવનનાં સઘળા કાર્યોમા પોતે વૈદિક સિદ્ધાતોનુ અનુવર્ત્તન કરેલુ, અથવા તો વૈદિક ઋષિઓ વગેરેને પગલે પોતે ચાલેલા, એ વાત સિદ્ધ થાય છે. અને ઉપર લખેલા છએ લક્ષણ દયાનન્દમા

* ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૨

હતાં, તેથી દયાનન્દ એક સુધારક હતા, એ વાત પણ નક્કી થાય છે.

---

## દયાનન્દ હિંદુસુધારક ખરા કે નહિ?

દયાનન્દ સુધારક હતા એ આપણે જોયું, હવે એઓ હિંદુસુધારક ખરા કે નહિ તે જોવાનું છે. હિંદુસુધારકનાં બે લક્ષણ છે, એક શાસ્ત્રાપેક્ષિતા અને બીજું સન્યાસ. માટે હવે દયાનન્દનાં ચરિત્રમાં એ બે હતાં કે નહિ તે જોઇએ.

સાધારણ રીતે અત્યાર પહેલાં આપણે જોઈ ગયા છીએ કે હિંદુઓની પાસે શાસ્ત્રાપેક્ષિતા અથવા તો વેદાપેક્ષિતા એ બે એકજ વાત છે. અને તે ઉપરથી સવાલ ઉભો થાય છે કે દયાનન્દ શું ખરેખર શાસ્ત્રાપેક્ષિત હતા? તેમણે શું શાસ્ત્રાપેક્ષિતાનો ઝુંડો ખાંધે લઇ હિંદુ સમાજ અને ધર્મનો સુધારો તેના વડેજ કર્યો છે? આનો જવાબ હમે એ આપીશું કે વ્યાસ વગેરે મહર્ષિઓના પાછી દયાનન્દના જેવો શાસ્ત્રાપેક્ષિત બીજો કોઇ આચાર્ય હિંદુસ્તાનમાં થયો નથી. આપણે ઉપર જોઈ ગયા છીએ કે દયાનન્દનાં આખા જીવનનાં સઘળાં કર્મો વૈદિક સિદ્ધાંતને અનુસરીને થતાં હતાં, પરંતુ અહીંઆં તો એટલું વધારે કહીશું કે એમના આખા જીવનનાં સઘળાં

કાર્યો વૈદિક સિદ્ધાતોના અનુશાસનજ હનાં જેમાથી વેદ તદન જતો રહ્યો હતો, એવી વેદશૂન્યભૂમિમા વેદનુ અનુશાસન ફરી સ્થાપવા માટેજ તેમણે દેખાવ દીધો હતો—જેનાથી વેદ ભૂલી જવાએલો હતો એવી આર્યજાતિને ફરી વેદનુ શિક્ષણ આપવાજ તેમણે જન્મ લીધો હતો પોતાના ભાષ્ય ભાષણ, વ્યાખ્યા, વિચાર, વાદ પ્રતિવાદ બધુજ વૈદિક અનુશાસનથી નિયમિત રાખતા, અને સુધારા સબધે તેમની આખી પ્રણાલિજ વૈદિક અનુશાસનથી પરિચલિત થતી હતી. તેથી શુ ખડન કે શુ મડન, શુ હુમલો કે શુ બચાવ, દરેકમા દયાનન્દ વેદનોજ ઉપયોગ કરતા હતા વેદાનુકૂળ જે હોય તે પોતે ગ્રાહ્ય ગણુતા, અને વેદ પ્રતિકૂળ તે અગ્રાહ્ય ગણુતા સ્વાભાવિકબુદ્ધિથી પણ વિરૂદ્ધ વાત પોતે મૂર્ત્તિપૂજાને ગણુતા અને તેથી પોતે ત્હેની સામુ શસ્ત્ર ઉગામ્યુ' હતુ એમ નથી—ખરેખરી વાત તો એ છે કે મૂર્ત્તિપૂજા વેદમા કહેલી ન હોવાથી પોતે તેનાપર હુમલો કર્યો હતો આ કાર ણુથી જ્યા મૂર્ત્તિપૂજા વિશે વાદ થતો ત્યા ત્યા પોતે એ પૂજાના સમર્થકોને સવાલ પૂછતા કે ચારે વેદમા કોઈ પણ ઠેકાણે મૂર્ત્તિપૂજાનો કાઈ પણ પ્રસગ જોવામા આવે છે કે નહિ? કાશીના પડિતોની મ્હોટી સભામા તા૦ ૧૬ મી નવેબર ઇ સ ૧૮૬૯ ને દીને દયાનન્દનુ કહેવુ એજ હતુ કે "વેદના કોઇ પણ સૂક્ત કે મત્રમા મૂર્ત્તિપૂજાનુ પ્રતિપાદન

કર્યું હોય તો બતાવો." ટૂંકામાં મૂર્ત્તિપૂજા વેદ વિરૂદ્ધ ગણીને જ તેને ઉખેડી નાંખવા માટે દયાનન્દ તૈયાર થએલા, નિયોગની રીતને વેદનો ટેકો હોવાથી, ઘણી મુશ્કેલીઓ છતાં પણ પોતે તેનો બચાવ કરેલો, જન્માંતર વાદને વેદમાંથી આધાર મળતો હોવાથી પોતે તેનો પ્રચાર કરેલો, વળી સમુદ્ર યાત્રાની પ્રથાનું વેદમાં પ્રતિપાદન થએલું હોવાથી પોતે તેને રીતસર ગણાવવા માટે અગ્રેસર થએલા. આવાં શાસ્ત્રાપેક્ષિના અથવા વેદાપેક્ષિતાનાં ઉમદા ઉદાહરણ બીજે કયાં મળશે? આને વેદાપેક્ષિતા શું પણ વેદસર્વસ્વતા કહેવી જોઇએ.

અજમેર શહેરમાં જ્યારે ઇ. સ. ૧૮૮૩ માં દયાનન્દ મરણ પથારીએ પડેલા, ત્યારે તેમની આસપાસ જુદી જુદી જગાએથી આવેલા તેમના સેવક તથા મિત્રો શોકાતુર થઇ બેઠેલા હતા, દયાનન્દને તે વખતે છેવટનો શ્વાસ ઉપડયો હતો, અને આ દુનીઆમાં એક પગ અને પેલીમાં બીજો, એવી તેમની હાલત હતી, તે વખતે તેમના મંડળમાંથી કેટલાએક જણે આવી રૂંધાતે કંઠે કહ્યું કે ' આપના શબને માટીમાં દાટવાના વિચારથી કેટલાએક સન્યાસિઓ આવી બેઠા છે.* ' તે સાંભળી દયાનન્દે ધીમે ધીમે જવાબ આપ્યો

---

* સન્યાસીને કાંતો જલદાહ કરે છે અથવા તો ભૂમિદાહ કરે છે. સન્યાસીના વર્ગમાં દયાનન્દ બહુ ઉંચો દરજ્જો ભોગવતા હતા તેથી તેમના શબને મોટા ટાંકામાંથી પધરાવવાની અપેક્ષાથી સન્યાસીઓ આવેલ.

કેઃ-" તેમ નહિ થાય. મૃતદેહને દાટવો બરાબર નથી. કારણ કે વેદમાં કહ્યું છે કે " वायूरनिलममृतमथेदंमस्मान्तं्शरीरं ।" માટે તમે મારા શરીરને અગ્નિદાહ કરજો" મરણાન્તના અસહ્ય દુ ખ વખતે જે વેદનો મહિમા આવી રીતે ગાય, મૃત્યુના મુખમાં કોળીઓ થવાનો વખત આવે તો તે વખતે પણ શાસ્ત્રવિધિ વિશે જેને વિચાર આવે, અને મૃત્યુ પછી પણ પોતાને માટે શાસ્ત્રનું શાસન ચાલુ રહે એવી તજવીજ રાખે, તેવા શાસ્ત્રાપેક્ષિ યા વેદપર વિશ્વાસ રાખનાર કેટલા આચાર્યો ભરતખંડમાં હજુસુધી જનમ્યા છે ? (વેદ પ્રમાણે પોતાની અત્યેષ્ટિક્રિયા કરવી એ વિશે પહેલેથીજ દયાનન્દે પરોપકારિણી સભાના સ્વીકાર પત્રમાં ચોખ્ખી રીતે જણાવ્યું હતુ. પોતાના મોત પહેલાં આશરે દોઢ વરસપર દયાનન્દે પોતાને હાથેજ એ સ્વીકારપત્ર લખી કાઢ્યું હતું.) દયાનન્દ! વેદપરના તમારા વિશ્વાસને ધન્ય છે. મથુરામાં જ્ઞાનવૃદ્ધ વિરજાનન્દની પાસેથી વૈદિકધર્મની જે વિજય પતાકા લીધેલી, તે અજાયબ જેવું છે કે એક દીવસ પણ તમે તમારે ખભેથી નીચે ઉતારી નથી, એટલુંજ નહિ પણ મરણ શય્યા પર સુતાં સુતાં તમારા રોગથી જર્જરિત થઇ ગયેલી બાંધ અને ધ્રુજતે હાથે, એ ધ્વજા પકડી રાખી, ભરતખંડને વેદ એજ તેહેનો પ્રાણ છે તેનુ અપૂર્વ દ્રષ્ટાંત આપી ગયા, માટે તમારી વેદાપેક્ષિતા અલૌકિકજ ગણાય.

હવે સન્યાસની વાત દયાનન્દ પોતે સન્યાસી હતા, સન્યાસના માર્ગમા દૃઢ રહ્યા હતા, માટે હવે તેઓ જ્યારે આ દુનીઆમા નથી, ત્યારે પછી તે વિશે વધારે વિચાર કરવાથી શો ફાયદો છે ? છતા સન્યાસધર્મ પાળવામા સત્યમા તન્નિષ્ઠ થઇ જવા માટેની સાધન પ્રાપ્તિમા જે દુ ખ ખમવાની શક્તિ જે નિસ્પૃહતા, જે નિરભિમાનતા તેમણે બતાવેલી તે વાત જ્યારે યાદ આવે છે ત્યારે મનમા એટલુ લાગી આવે છે ક તે સબધે એક બે વાત કહેવી જોઇએ

દુ ખ સહન કરવાની દયાનન્દની શક્તિ ખરેખર વિસ્મય પમાડે તેવી હતી ગમે તેટલી ટાઢ હોય કે ગમે તેટલી ગરમી હોય તો પણ ત્હેનો પોતે કદી વિચાર સરખો કરતા નહિ જે ટાઢથી માણસ ફ્રુજી કપી ઉઠે તે ટાઢમા સને ગગાના ખુલ્લા કિનારાપર ઘાસ પાથરી પોતે પડી રહેતા જે ગરમીથી લોકો બળતે શરીરે ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા હોય તે ગરમીમા પોતે જગલમા જમીનપર યાતો પથ્થરપર માથુ નાખી નિરાતે ન્હાઇ રહેતા પોતાની પ્રથમાવસ્થામા આવી રીતની કેટલી કિલષ્ટ જીદગી પોતે ગુજારી હશે તે કહી શકાતુ નથી ટુકામા અવિચ્છિન્ન બ્રહ્મચર્યે દયાનદના શરીરને એટલુ બળવાન અને એટલુ દુ ખ સહન કરી શકે એવુ કર્યુ હતુ કે ટાઢ, તાપ, તોફાન, વરસાદ, ભૂખ કે બૂખમરો જ્નામા દુ ખ યા મુસાફરીની આપત્તિ, એમાનુ કાઇજ ત્હેના મનપર

અમર કરી શકતું નહતું. પોતાના શરીરને હેરાનગતી થાય યા સમાજને ઉપદ્રવ થાય, ગમે તેમ હોય તોપણ પોતે સન્યાસીની નીતિથી વિરૂદ્ધ કદી ચાલતા નહિ.

સન્યાસી દયાનન્દને જેવી માનની દરકાર નહુતી તેવીજ ધનની પણ પરવા નહતી. એ સબધે થોડી વાત તેમના આત્માવિલોપને સબધે ઉપર જણાવી છે, તેથી અહિં વધારે ન કહેતા એટલુજ કહેવાની ઇચ્છા કરીએ છીએ, કે દયાનન્દ જેવા સન્યાસી લાખો સન્યાસીઓમાથી મળવા દુર્લભ છે. સન્યાસી વર્ગના શિરોભૂષણ રૂપે ગણાવા પોતે સપૂર્ણ રીતે યોગ્ય હોવા છતા, આશ્ચર્યની વાત તો એ છે કે પોતે ગુરૂ તરીકેનુ પદ કોઇ દહાડો કબૂલ કરતા નહતા જો કોઇ માણસ તેમના જ્ઞાનપૂર્ણ ઉપદેશથી વિગલિતચિત્ત થઇ યાતો તેમની અલૌકિક શક્તિનુ જોર જોઇ મોહ પામી જઈ, તેમને પોતાના "ગુરૂ" અને પોતાને તેમનો "શિષ્ય" એ રીતે ઓળખાવતો તો પોતે તીવ્રસ્વરે ત્હેની સામે થઇ કહેતા કે "હુ કોઇનો ગુરૂ નથી માણસનો ગુરૂ પરમેશ્વર સિવાય બીજો કોઇ હોઇ શકેજ નહિ" તેમના શિષ્ય થવાની ઇચ્છા રાખનાર કેટલા મનુષ્યોને તેમણે આવો જવાબ આપ્યો હશે તે કહી શકાતુ નથી આપણા દેશની રીત પ્રમાણે સાધુ સન્યાસીને હમેશ આપણે ગુરૂને સ્થાને ગણીએ છીએ, તેથી બધી જગાએ તેઓ નમન કરવા યોગ્ય

ગણાય છે, છતાં એ રીત સન્યાસીને સંબંધે તો પ્રતિકૂળ છે એમ તેઓ ધારતા અને તે બરાબર છે, કારણ વખતે અભિમાન-મદિરાના સ્પર્શને લીધે એમાંથી વખતે તેના સન્યાસવ્રતને ડાઘ લાગવાનો વખત આવી લાગે.

અપક્ષપાતપણે વિચાર કરવાથી કાયદાને અનુસરી ચલાય છે, અને અપક્ષપાતપણે ઇનસાફ કરવાથીજ દરેક બાબતનો યથાર્થ નિર્ણય થઇ શકે છે, એ વાત ખરી હોય તો, એ અપક્ષપાતને નામેજ હે ભારતવાસી, તને એક પ્રશ્ન પૂછું છું. તે એ છે કે, દયાનંદના યશનાં દુંદુભિ આખા ભારતમાં વાગી ઉઠયાં, તેમની અલૌકિક પ્રતિભાનું દર્શન કરી સૌ મોહ પામી ગયા, અને તેમના અસાધારણ પાંડિત્યને બળે આખા આર્યાવર્તે પોતાનું મસ્તક તેમની પાસે નમાવ્યું, એ બરાબર નથી? જો એ વાત બરાબર હોય, તો પછી પોતે જરાપણ પ્રયત્ન કર્યો હોત તો વધુ તો ન થાત પરંતુ શું હિંદુસ્તાનના રાજા મહારાજાનો મ્હોટો ભાગ તેમના મંત્રનાશિષ્ય થઇ ઉભા ન રહેત? અને એજ સૂત્ર વડે હજારો રૂપીઆ પેદા કરી, પંદર વીસ મઠ અથવા તો મંદિર સ્થાપી બીજા સન્યાસીઓની માફક મોને મઠેલા પલંગપર નરમ પથારીઓ પર શયન કરી, સંસારનું સકળ પ્રકારનું સુખ ભોગવી ન શકત? પણ તેમણે શું કર્યું? તે જોવા સુધારક તરીકે તેમની પ્રથમ અવસ્થા તરફજ આપણે જોવું,-કે જે વખતે

માત્ર ગંગાતટ ભુમીનો આશ્રય લઇને સ્વામીજી વિચરતા હતા, અને એક કે બે કૌપીન (લંગોટ) સિવાય બીજુ સાધન પાસે ન હતુ. વધારે લંગોટ રાખવા કોઈ કહેતુ તો જવાબ આપતા કે "વળી એક વધારે કપડું રાખી ત્હેને સાચવું કયા"? આ દિગંબર અવસ્થા પછી દયાનન્દનું કાર્યક્ષેત્ર ધીમે ધીમે વધતુ ગયું, અને જુદા જુદા સંપ્રદાયના લોકોને મળવુ મૂકવુ થયુ. વેદભાષ્ય પ્રચાર, વૈદિકયત્રાલયની સ્થાપના, આર્યસમાજની પ્રતિષ્ઠા, વગેરે કામોમા જ્યારે પોતાને ગુથાવુ પડયુ ત્યારે કૌપીન છોડી કપડા પહેરવા પડયા, અને થોડુ ઘણુ નાણુ પણ ભેગુ કરવુ પડયુ, છતા પોતે પોતાના સુખ સારૂ યા પોતાના શરીરને આરામ આપવા રાતી પઈ પણ ખરચેલી? જોધ પુરથી પાછા ફરતા જ્યારે જસવતસિંહ મહારાજે વિદાયગીરી તરીકે જે જે આપવા માડયુ, તેને વિશે પોતે ક્ષણ માત્ર પણ વિલંબ ન કરતા કહ્યુ કે એ બધુ પરોપકારિણી સભાના ભંડારમા મોકલાવી દો આ ઉપરથી એ પ્રશ્ન ઉભો થાય છે કે સત્યની સેવા અને સત્યનો પ્રચાર—સંપૂર્ણ રીતે સન્યાસીનો ધર્મ પાળવો, એ સિવાય દયાનન્દ સરસ્વતીએ પોતાની જીદગીમા બીજુ કશુ પણ કર્યું છે? જવાબ, ના માટે એટલુંજ કહેવાનુ છે કે જે રીતે દયાનન્દે સન્યાસી નામ સાર્થક કર્યું છે તેજ ત્હેને ઉજ્વળ બનાવ્યુ છે આ ઉપરથી પણ સાબીત થાય છે કે દયાનન્દ સુધારક અને હિંદુસુધારક હતા.

## દયાનન્દ આદર્શ સુધારક કહેવાય કે નહિ ?



હવે દયાનન્દ હિંદુ જાતિના આદર્શ સુધારક કહેવાય કે નહિ તે જોઇએ. આદર્શ સુધારક એટલે શું તે આપણે સમજીએ.

હિંદુસ્તાનના ઇતિહાસમાં અત્યાર સુધી જે સઘળા આચાર્ય કે મહાપુરૂષ સુધારકને નામે ઓળખાઇ ગયા છે તેમાં સૌથી ઉંચો દરજ્જો કેટલાંક કારણોને લીધે શંકરસ્વામી ભોગવે છે. પરંતુ તેથી શું તે આદર્શ સુધારક કહેવાય ? માત્ર જે એકાંશે સુધારક હોય તેને શું આદર્શ સુધારક કહી શકાય ? એ વાત કબૂલ કરવી જોઈએ કે જ્યારે બૌધના પ્રતાપથી ભરતખંડની ચારે દીશા કંપી ઉઠી હતી, વેદ અને વેદોક્ત ધર્મ બૌદ્ધરૂપી રાહુ કવલમાં ધીમે ધીમે ગ્રસિત થતો હતો, તે વખતે શંકરાચાર્યે પ્રગટ થઇ પોતાની અસાધારણ પ્રતિભા અને અલૌકિક તર્કશક્તિને જોરે કેટલેક દરજ્જે વૈદિક ધર્મની ફરી સ્થાપના કરી. પરન્તુ આટલા ઉપરથીજ તેને આદર્શ સુધારક કહી શકાય નહિ. અમે જાણવા માગીએ છીએ કે જેના વડે રોગી થયેલી સમાજ સુધરે, જેના વડે હિંદુનો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉત્કર્ષ થાય, જેના વડે આ છિન્નભિન્ન અને ભાંગી તુટી ગએલી હિંદુ જાતિ

ફરી પાછી એકત્ર થાય, તેને માટે શંકરાચાર્યે કોઈ ઉપાય લીધેલા ખરા ? જેનાથી વર્ણાશ્રમની વ્યવસ્થાનું સારી રીતે રક્ષણ થાય, જેનાથી હિંદુઓનું શિલ્પશાસ્ત્ર ઉન્નતિ પામે વેપાર વધે, હિંદુઓના સુખ સંપત્તિમાં દીનપ્રતિદીન વધારો થતો જાય, ટૂંકમાં જેનાથી હિંદુઓ સઘળી રીતે દૃઢ થઇ આખી દુનીઆની સમક્ષ છાતી કાઢી ઉભા રહી શકે તે બાબત સંબંધે શંકરાચાર્યે એક શબ્દ પણ ઉચ્ચર્યો છે ? માત્ર,

नलिनीदलगत जलवत्तरल ।
तद्वज्जीवनमतिशय चपल ॥

એ કહેવાથી કોઇ કોઇ જાતિનો ઉદ્ધાર થયો છે ? માત્ર "અદ્વૈતવાદ" "અદ્વૈતવાદ" એવી બૂમો પાડવાથી કોઈ મરી ગએલી જાતિમાં પાછો જીવ આવતો નથી જે ચિકિત્સા વડે, રોગીના સમસ્ત અંગ સ્વસ્થ અને સબળ થઇ આવે નહિ તે ચિકિત્સા ચિકિત્સા કહેવાયજ નહિ તે પ્રમાણે જે સુધારાવડે જે જાતિને સુધારવાની હોય તેના સમાજના સર્વ અવયવ ઉન્નત અને પરિપુષ્ટ થાય નહિ, તે સુધારાને સુધારો એ નામ અપાયજ નહિ

દયાનન્દ આદર્શ સુધારક હતા કેમકે તે વોગ નહિ પરન્તુ નવાગેજ સુધારક હતા વાચનાર ! તારે આ વાત હમેશાં ધ્યાનમાં રાખવી કે દયાનન્દ નામની માન હિંદુના

નના ધર્મસુધારક હતા એવુ નથી, તેમ તેઓ માત્ર આપણા શાસ્ત્રના શોધક હતા એવુ પણ નથી. દયાનન્દે માત્ર એક ભરતખંડના પ્રદેશો માટે કમર કસેલી એમ નથી હિંદુઓની જુદી જુદી શાખાઓના કલ્યાણ માટે તેમણે આગમન કરેલુ એવુ નથી, અથવા તો માત્ર હિંદુઓનાજ અગને સબધે તેમણે આલોચના કરી હોય એવુ નથી તેમણે તો આખા આર્યાવર્ત્તને પોતાના હૃદયમા ધારણ કર્યું હતુ આખી આર્ય જાતિનુ હિત પોતે ચિતવ્યુ હતુ, અને આખા આર્યજીવનના ઉપર પહેલેથી છેલ્લે સુધી પોતાની દૃષ્ટિ નાખી હતી દયાનન્દના સુધારાની રીત જો, શાત મને જોવામા આવે તો તરત જણાશે કે કેવા મ્હોટા મનથી એ સન્યાસી પુરૂષે ભારતનો સુધારો કરવા પોતાની જીદગી ગાળી છે ઘણા યુગ સુધી લેગો થએલો કચરાનો ઢગલો કેવી રીતે ખસેડાય, આપણી નિર્જિવ સમાજ કેવી રીતે સજિવ થાય, ભરતખડમા ચાલતા સપ્રદાયના જુદાપણા અને દ્વેષ કેવી રીતે નીકળી જાય, અને જુદા જુદા મત તથા શાસ્ત્રોના તાબા નીચે આવી ગએલો આ દેશ કેવી રીતે એકતા પામે, વગેરે વગેરે બાબતોપર દયાનન્દે બહુ ઉડો વિચાર કરેલો અને તેથીજ કયા સાધનથી હિંદુઓની શિલ્પવિદ્યાનુ રક્ષણ થાય, વેપાર વધે, કયે રસ્તે દેશનો પૈસો દેશમા રહે, કયા ઉપાયથી દેશના ગાય વગેરે જાનવરોનુ રક્ષણ થાય અને ખેતીવાડીની હાલત

સુધરે, એ વિશે તેઓ હમેશા ચિતવન કરતા અને પગલા ભરતા દયાનન્દને જેમ અચગ વિશ્વાસ હતો કે વેદનુ શાસન જો હિદુઓ માનશે નહિ તો તેમનુ હિદુત્વ રહેવાનુ નથી, વર્ણાશ્રમનો ધર્મ પળાશે નહિ તો હિદુ પ્રકૃતિનુ સ્ફુરણ થશે નહિ, તેમ તેને એ પણ ખાત્રી હતી કે જો હિદુસ્તાનમા ગાયનુ રક્ષણ થશે નહિ તો હિદુ કોઈ રીતે પણ હિદુ તરીકે રહી શકશે નહિ આટલા માટેજ તેમણે ગોરક્ષા સબધે હિલચાલ શરૂ કરેલી * હિદુઓના શિલ્પનુ રક્ષણ કરવા પણ તેમને ઘણો આગ્રહ હતો અને તે બાબતમા પૈસાદાર લોકોને ઉત્સાહ આપવા પોતે પાછી પાની કરતા નહિ પોતે જ્યારે જોયુ કે હિદુસ્તાનના શિલ્પીઓ ઘોર દુર્દશામા આવી પડયા છે, ભરતખડના શિલ્પીઓની સામગ્રી દિવસે દિવસે ઓછી થતી જાય છે, અને ઉલટુ પરદેશના શિલ્પીઓના કામ હિદુસ્તાનમા આવે છે, હિદુઓના ઘર પરદેશી સામાનથી શણગારાય છે, ત્યારે એ સન્યાસી પુરૂષ માત્ર હિદુઓપર આક્ષેપ કરી બેસી રહે એવુ બને નહિ

---

* દયાનન્દે માત્ર આ હીલચાલ શરૂ કરી હતી એમજ નથી પરતુ તેનો પાકો પાયો થાય એવા વિચારથી ગોકૃષ્યાદિ રક્ષિણી નામની એક સભા પણ સ્થાપી હતી આ સમયે ગોકરુણાનિધિ નામનું એમનુ પુસ્તક વાચવા જેવુ છે

ખરી રીતે તો એ હાવન જોઈ પોતે શોકથી દુભાયના માણ
સની પેઠે મરના જેવા થઈ જતા *

દયાનન્દે હિંદુઓના માત્ર સ્થૂલતત્ત્વની આલોચના કરી હોય એવું નથી સૂક્ષ્મતત્ત્વની પણ કરી છે કેવા ભાવથી હિંદુએ પ્રજા ઉત્પન્ન કરવી, ગર્ભમાના પુત્રનું શી રીતે રક્ષણ કરવું, જન્મ્યા પછી પુત્રના શારીરિક, માનસિક, તથા આધ્યાત્મિક કલ્યાણ માટે શા શા ઉપાય લેવા—ટૂંકામાં, જન્મથી તે મરણ પર્યંત હિંદુએ કેવી રીતે વર્ત્તવું, કેવી રીતે બાળપણ, કિશોરાવસ્થા, જુવાની ગાળવા, અને કેવી રીતે જીવન ગાળવાથી, જીંદગીની મુખ્ય નેમ જળવાય, મરનનો સમ્યક મુક્તિ લાભ મેળવી અજ્ઞાનના અંધકારની પેલી તરફ રહેલા જ્યોતિર્મય લોક તરફ જવાય, વગેરે વગેરે વિષયોની તેમણે વિસ્તારથી આલોચના કરી છે જેમ એક હિંદુને એક હિંદુ તરીકે ઉંચે દરજ્જે પહોંચાડવાનો પોતે પ્રયાસ કરેલો

* કલકત્તાથી ૨૪મી નવેમ્બર ૧૯૦૦ના માડર્ન માનુ કિશોરી મોહન ચટ્ટોપાધ્યાએ સ્વામીજીના સંબંધમાં આ નેમકો કહેવું કે અહામા મા એક ગૃહસ્થને ત્યાં પોતાને જનાનું નિમંત્રણ થયેલ, ત્યાં દયાનન્દ પણ આવેલા સભામાં આર્યશિષ્યની અધોગતિ સંબંધે લગી વાત કરી અને આક્ષેપ કરતી વખતે દયાનન્દનું મ્હોડું એવું થઈ ગએલું કે જાણે આથી ખરાબ જાતનો બીજે તેમના મનમાં ધોખો કલેશ થનો હોય નહિ।

તેમજ હિંદુ જાતિ તથા સમાજ તરીકે પણ હિંદુઓની ઉન્નતિ માટે પોતે પગલા ભરેલા ટૂંકામા ખેતી વેપાર, સાહિત્ય સંપત્તિ, દેહ, મન, આત્મા વગેરે બાબતોમા સર્વાંગે હિંદુઓની ઉન્નતિ તથા ઉદ્ધાર નિમિત્તે, તેમણે પોતાની સર્વ શક્તિઓ અને સર્વે સાધનો વાપરી, પોતાના જીવનથી એક સુધારકની નેમ-ત્હેનો આદર્શ શુ હોઇ શકે તે બનાવી આપ્યુ ? ભરતખંડના કોઇ બીજા આચાર્યે સુધારકે કિંવા હિતૈશીએ, દયાનન્દની માફક, સૂક્ષ્મભાવે સમગ્રભાવે, સર્વાંગી શુભ વૃત્તિએ આપણી ઉન્નતિ માટે આટલો પ્રયત્ન કરેલો દેખાય છે ? ના નહિ અને તેથી હિંદુઓના આદર્શ સુધારક તરીકે દયાનન્દને સ્વીકારવામા કોઈ જાતનો અંતરાય આવતો નથી

વર્ત્તમાનકાળની વાત કરો યા ન કરો, સર્વને એ વાત કબૂલ હોય યા ન હોય તો પણ આગળ જતા એવો સમય આવશે કે જ્યારે પૃથ્વીપરની સુધરેલી પ્રજાઓ પણ આ મહાપુરૂષને મનુષ્યને સાચો રસ્તો બતાવનાર તરીકે કબૂલ રાખશે વળી એવો સમય પણ નિશ્ચય આવશેજ કે જ્યારે આ ઉદીચ્ય બ્રાહ્મણના ઉપદેશ તથા શિક્ષણ પ્રમાણે ચાલવાથીજ માનવજીવનની સાર્થકતા પ્રાપ્ત થશે એવુ સૌ કબૂલ રાખશે



## ઉપસંહાર.



પરંતુ એમ થતા ઘણા વરસ વહી જશે, અને એ ભવિષ્યની વાત છે, તેમજ આખી મનુષ્ય જાતિને લગતી છે અને તેથી તે બાબતની વધારે ચર્ચા કરવાથી આપણને કાંઇ લાભ નથી પરંતુ આપણે હાલમાં ઉઠી, જાગ્રત થઇ ઉભા રહી, મનુષ્યની માફક આ મનુષ્યલોકમાં વર્ત્તવાનું છે જુઓ, આજે પણ જગતના ઈતિહાસમાંથી હિંદુઓનું નામ લોપ થઇ ગયું નથી લાખો વરસોના વડાવાન પછી હિંદુઓએ પોતાનું હિંદુત્વ ગુમાવ્યું નથી પઠાણના રાજ્યમાં હિંદુઓ પર જુલમ થતો, મોગલોના અધિકાર તળે રહી હિંદુઓએ સેંકડો વરસો કાઢી નાખ્યા, અને આજે હિંદુઓ અંગ્રેજના સામ્રાજ્યમાં જીવન ગાળે છે છતાં હિંદુ હિંદુજ છે ઇંગ્રેજો જે જાતિમાં પ્રવેશ કરે છે, તે જાતિને ઉવટપાવર કરી છે—તેમજ તેમ કરવા પ્રયત્ન કરે છે દાખલા તરીકે ઇંગ્રેજો હોંગકોંગમાં જઇ ત્યાંના રહેવાસીઓ જોડે એવા બધા મળી ભેળાઇ ગયા કે તેમણે એક નવી જાતિ ઉત્પન્ન કરી છે કે જેઓ ન હોંગકોંગવાસી કહેવાય કે ન ઇંગ્રેજ કહેવાય નવા છતાએવા બ્રહ્મદેશમાં જઇ ત્યાંના લોકો જોડે ઇંગ્રેજો એટલા બધા મળી ગયા કે તેમાંથી જે નવી જાત

ઉત્પન્ન થઈ તેને ન બ્રહ્મવાસી કહેવાય કે ન ઇંગ્રેજ કહેવાય પરતુ આવી રીતનુ મિશ્રણ ભરતખડમા હજુ પગ પેસારો કરી શકયુ નથી આપણા દેશમા અગ્રેજી રાજનો પાયો બહુ દૃઢ થઇ ગયો છે, પઠાણ અને મોગલોના રાજ કરતા પણ તે વધારે મજબૂત થયો છે, અને પોતાને રૂચતુ શિક્ષણ આપવા તથા પોતાના સુધારા વગેરેની છાપ પાડવા નિશાળ અને કોલેજોના દ્વાર તેમણે ખુલ્લા મૂકયા છે છતા તેઓ હિદુને અહિદુ કરી શક્યા નથી આજે પણ જૂઓ કે હિદુઓ વેદ વિધિને માને છે, આજે પણ હિદુઓ મનુ વગેરે મહાત્માઓના કહ્યા મુજબ વર્તે છે આજે પણ ગગાના બને તટ પર સવારથી સાજ સુધી હજારો હિદુઓ-સમજીને કે વગર સમજે—શ્રદ્ધાથી કે અશ્રદ્ધાથી—એજ અસલની સર્વાર્થ સાધનાગી ગાયત્રીની આરાધના કરી પોતાને કૃતાર્થ થએલા માને છે છતા કોણ કહે છે કે હિદુઓનો વિલાપ સભવિત છે ? કોણ કહે છે કે હિદુ જાતિ સમૂળી ઉખડી જશે ? રોગી હિદુઓ ! તમે નિરાશ ન થાવો રસ્તો ભૂલેલા હિદુઓ ! તમે વિશેશ અશ્રુપાત કરશો મા વિકૃત હિદુઓ ! હવે તમે વધારે આક્ષેપ ન કરશો કારણ જુઓ, હવે રાત્રીનો છેડો આવે છે, જુઓ અધારા પૂર્ણ આકાશના પૂર્વ ભાગમા આર્યજ્ઞાનના અજવાળાની રેખા સચારિત થતી જોવામા આવે છે જુઓ, એ સચારથી ભરતખડના ઇતસ્તત નજરે પડે છે,

અને વળી એ પણ જુઓ કે એ અજવાળાની જોડે જોડે કાઠી-આવાડનો વતની એક બ્રાહ્મણ હાથમા ફાનસ લઇ આવતો નજરે પડે છે માટે હવે તમે ઉઠી ઉભા થાઓ. તે પુરાતન પરબ્રહ્મનુ નામ રટો, અને એજ અજવાળાની મદદથી રસ્તો શોધી કાઢી તમારા પોતાના ગામ તરફ ગમન કરો.

